# अर्पणपत्रिका.

પ્રિયમિત્ર

વિશ્રામ નાનજી.

સર્વ શક્તિમાન કૃપાળુ ઈશ્વરે વિશ્વમાં અનેક સુખો ઉત્પન્ન કર્યાં છે, તેમાં સન્મિત્રનો સ્નેહ કલ્પતરૂવત્ અધિક સુખદાયક છે. તો તેવા અતુલ્ય સ્નેહની સ્મૃતિ રહેવા આ '**मृच्छकटिक नाटकसार**' માં આપના નામ સાથે મારૂં નામ જોડુંછું.

દા૦ ર૦ સોમાણી.

ગીતિ.

સાધન જગમાં સુખનાં, અનેક પણ મિત્રરત્ન વિણુ વૃથા;
યથાબુદ્ધિથિ ધારો, એક પરમ ઈષ્ટમિત્ર તો સુખદા.

દોહરો.

મિત્ર નામના બહુ મળે,
જ્યાં લગિ ગાંઠે દામ;
મળે વિરલ નભ ચંદ્ર સમ,
સુખ દુખમાં વિશ્રામ. ૧

૨૧૬૪

# પાત્રવર્ગ.

| | |
|---|---|
| ચારૂદત્ત | ... સાગરદત્ત શેઠનો પુત્ર. |
| રોહસેન | ... ચારૂદત્તનો પુત્ર. |
| વિદૂષક | ... મૈત્રેય નામે ચારૂદત્તનો મિત્ર. |
| રદનિકા | ... ચારૂદત્તની દાસી. |
| વર્ધમાનક | ... ચારૂદત્તનો ગાડીવાન. |
| વસંતસેના | ... વેશ્યાની પુત્રી. |
| વિટ | ... વસંતસેનાનો સેવક. |
| ચેટ | ... કુંભિલક નામે વસંતસેનાનો દાસ |
| ડોસી | ... વસંતસેનાની મા. |
| ચેટી | ... વસંતસેનાની માની દાસી. |
| મદનિકા | ... વસંતસેનાની દાસી. |
| કર્ણપુરક | ... વસંતસેનાનો સોબતી. |
| શકાર | ... રાજાનો સાળો. ( કોટવાળ. ) |
| વિટ | ... શકારનો સોબતી. |
| ચેટ | ... સ્થાવરક નામે શકારનો દાસ. |
| આર્યક | ... ગોવાળીઆનો છોકરો. |
| સંભિક<br>માથુર | ... દ્યૂતકાર. ( જુગારીઆ. ) |
| શાર્વલિક | ... ચોરી કરનાર બ્રાહ્મણ, આર્યકનો મિત્ર. |
| સંવાહક | ... પગચંપી કરનાર. પાછળથી થયેલો જતી. |
| જતી | ... શાક્યશ્રમણ સંન્યાસી. |
| ન્યાયાધીશ | ... ન્યાય કરનાર અધિકારી. |
| શ્રેષ્ઠિ | ... નગરશેઠ. |
| શોધનક | ... ન્યાયાધીશનો ચાકર. |
| વિરક<br>ચંદનક | ... રાજ્યસેવકો. |

નાગરીકો, દાસ દાસીઓ, ચાંડાળો—ઈત્યાદિ ઈત્યાદિ.

# मृच्छकटिक नाटकसार.

## અંક ૧ લો.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—ચારૂદત્તનું ઘર.

### ચારૂદત્ત, વિદૂષક અને રદનિકા.

**चारुदत्त**— એક ચતુરનાર—એ રાગ.

કરે નિર્ધનની અન્ય નિંદા અપાર, પ્રિય મિત્ર ધિક્કારી તજી જાય દ્વાર;
જેઓ સંપત્તિમાં સ્તુતિ કરતા હતા—કરે.
નહીં સંગત તેની કોય કરે,
અપમાન કરી કરી દૂર ફરે;
જેઓ વૈભવમાં શીશ ધરતા ચરણ—કરે.

**विदूषक**—(પ્રવેશ કરી ચારૂદત્ત પાસે જઈને) મિત્ર! તારૂં કલ્યાણ થાઓ.

**चारुदत्त**—મૈત્રેય, તું આવ્યો! બહુ સારૂં થયું બેસ આ આસને.

**विदूषक**—જેવી તારી આજ્ઞા. (બેસેછે) તારો પ્રિય મિત્ર જે ચૂર્ણવૃદ્ધ, તેણે આ સેલું જાઇના ફુલથી સુવાસિત કરીને તારે સારૂં મારીસાથે મોકલ્યું છે, અને "ચારૂદત્ત દેવપૂજા કરી રહે એટલે તેને આપજે" એમ કહ્યું હતું માટે આ લે. (સેલું આપેછે.)

**चारुदत्त**—(સેલું જોઈ ચિન્તવન કરતો થોડીવારે)

### ગીતિ.

દરિદ્ર મૃત્યુમાંછે, મરણ ભલું ને દરિદ્રતા ખોટી;
અલ્પ દુ:ખ મરવામાં, દરિદ્રતામાં નડે પીડા મોટી.

**विदूषक**—હે મિત્ર! હવે એ વાતનો ખેદ કરીને મિથ્યા જીવને સંતાપ ન દે. તારૂં દ્રવ્ય ચોરે ચોર્યું અથવા રાજાએ લુટયું નથી, પરંતુ પોતાની મિત્રમંડળીને દેતાં ક્ષીણ થયુંછે.

**चारुदत्त**—ધન ક્ષય થયાનું મને દુ:ખ નથી, દૈવાનુસાર ધન મળેછે અને જાયછે; વૈભવનો નાશ થાયછે, તેમાં દુ:ખ માનવું તે ખોટું, પણ મને દુ:ખ એટલાજ માટે થાયછે, કે મારા ધનનો નાશ થતાંજ પરમ સ્નેહી એવા મિત્રો, તે પણ મને છોડી મારાથી વિમુખ થયા!

**विदूषक**--મિત્ર વારંવાર તે વાતનું સ્મરણુ કરી સંતાપ કરવામાં શો લાભ ?
**चारुदत्त**—અરે ! દરિદ્રતા પુરૂષને કેવી છે ! સાંભલ.—

### શાર્દૂલવિક્રીડિત.

લોકોમાંજ દરિદ્રતા સદનછે, ચિન્તા તણું સર્વદા;
નિંદા થાય વિશેષ, કારણુ વિના, બંધુજનોમાં સદા;
બુદ્ધિ દે વનમાં જવાની સહસા, કાયા દિસે લાજતી;
શોકાગ્નિ હૃદયે ભરી પણ તનૂ, બાળ્યા વિના દાહતી.

હશે. મિત્ર ! મેં ગૃહદેવને બલિદાન દીધું, માટે હવે માતૃદેવનું બલિ તું ચૌટામાં જઈને મૂક.

**विदूषक**—હું તો ત્યાં નહીં જવાનો.

**चारुदत्त**--કેમ વારૂ ?

**विदूषक**—જો કે આરાધના કરીએ તોપણુ દેવતાઓ પ્રસન્ન થતા નથી, તો તેને બલિ દેવામાં ફલ શું ?

**चारुदत्त**—એમ કહીશમાં. એ તો ગૃહસ્થાશ્રમીનો નિત્ય વીધિછે, માટે તેમ કરવુંજ જોઇએ.

**विदूषक**—અરે હું તો નહીં જાઉં. બીજા કોઈને મોકલ. હું ગરિબ બ્રાહ્મણુ સાયંકાળ મને અનુકુળ નથી, હું જે જે કરવા જાઉંછું તે સઘલું વિપરિત થાયછે; જેમ અરીસામાં પ્રતિબિંબ. ડાબાનું જમણું ને જમણાનું ડાબું; વળી સાંભળ—રસ્તામાંથી વેશ્યા, વિટ, ચેટ ઈત્યાદિ રાજપ્રિય મનુષ્યો જાયછે; ન જાણે કદાચ દેડકું ખાવાને આતુર થયેલા કાળસર્પ પાસે જેમ અકસ્માત ઉંદર આવી પડે, તેવી ગતિ મારી થાય તો હું ગરિબ બ્રાહ્મણુ વિનાપરાધે માર્યો જાઉં.

**चारुदत्त**—ધિક્કાર છે નિર્ધનના જીવિતને. કેમકે—

### શાર્દૂલવિક્રીડિત.

લોકો નિર્ધનને ન બંધુ જનકો, સ્નેહેથી સંતોષતા;
તેના જે પ્રિય મિત્ર તે ફરિ જતા, આપત્તિને આપતા;
તેનું સત્વ, વિવેક, શીલ વિધુવત્, કાન્તિ ક્ષયે પામતા;
બીજા કો જન પાપકર્મ કરિને, તેને શિરે નાંખતા.

વળી સાંભળ.—

તેની સંગત કો નયિજ કરતું, સન્માન આપે નહીં;
જાયે જો કદિ ઘેર તે ધનિકને, પ્રીતે ન પૂછે કંઈ;

રે'તો દૂર સદા શ્રીમન્ત જનથી, લાજી સ્વકૂવસ્ત્રથી;
મોટાં પાપ છ જે ગણે બુધજનો, દારિદ્ર તેમાં નકી.

**विदूषक**—મિત્ર હું જાઉં એવીજ તારી મરજી છે. તો જાઉંછું. પણ રદનિકાને સાથે મોકલ.

**चारुदत्त**—(નેપથ્યભણી જોઈને) રદનિકા ! આ મૈત્રેયની સાથે જા.

**रदनिका**—(બહાર આવીને) આજ્ઞા મહારાજ જાઉંછું.

**विदूषक**—રદનિકા ! આ બલિ અને દીવો તું હાથમાં લે. હું આ બારણું ઉઘાડું. (બંને જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

## સ્થલ–રાજમાર્ગ.

### વસંતસેના, શકાર, વિટ, ચેટ, વિદૂષક અને રદનિકા.

( ભયભિત થયેલી વસંતસેના, અને તેની પાછળ લાગેલા વિટ, શકાર ને ચેટ પ્રવેશ કરેછે. )

**विट**—વસંતસેના ઉભી રહે. હે સુકુમારી ! ભયથી નાસતાં નૃત્ય કરવાને યોગ્ય એવા જે તારા ચરણ, તેને શામાટે પરિશ્રમ આપેછે ?

**शकार**—ઉભી રહે વસંતસેના ઉભી રહે. ક્યાં જાયછે ? તું દોડીને ક્યાં જશે? અંગાર ઉપર પડેલા માંસખંડ પ્રમાણે પ્રચંડકામાગ્નિએ બલતાં આ હૃદયને તું પ્રસન્ન થઈ શાન્ત કર. (પાસે જઈને) અરે વસંતસેના ! મારા અનંગ, મન્મથ, મદન, સ્મર અને કામને વધારનારી, તું ભયથી દોડતાં દોડતાં તારા આ કોમળ શરીરને પરિશ્રમ કાં આપેછે ?

**विट**—અરે વસંતસેના ! તું મારી આગળ જેમ ગરૂડથી ભયપામી સર્પિણી નાસે તેમછે. હું જો દોડું તો પવનને પણ પાછળ રાખું ! તો તારી શી ગતિ !

**शकार**—અરે વિટ જોયું ? આ–દ્રવ્ય હરનારી, મદનની છડી, નૃત્ય કરનારી, વંશને દોષ લગાડનારી, નીચ કર્મ કરનારી, ઉત્તમ વસ્ત્ર પ્હેરનારી, નાના પ્રકારના વેષ લેનારી, એવી એવી ઉપમા આપુંછું. તોપણ મને વશ થતી નથી. (ક્રોધથી) અરે વસંતસેના ! વિશ્વાવસુની બેહેન સુભદ્રાને હનુમાન સમુદ્રમાં લઇ ગયો, તેમ તને હમણાં પકડી પાડુંછું; માટે સત્વર પાછી ફર.

**वसंतसेना**—(પાછળ જોઈને) અરે પલ્લવિકા ! પલ્લવિકા ! પરભૃતિકા ! પરભૃતિકા !

**शकार**—(આસપાસ જોઈને ભયથી) મિત્ર કોઇ માણસ આવ્યું માણસ !

**वसंतसेना**--માધવિકા ! અરે માધવિકા !

**विट**--( હસીને ) મૂર્ખ ! એતો પોતાની દાસીઓને હાંક મારેછે.

**शकार**--શું તે દાસીઓને હાંક મારેછે ?

**विट**--ત્યારે શું ?

**शकार**--ઉઃ એક છોડીને સો સ્ત્રીઓ કાં નથી આવતી ? (બતાવીને) આ મારી લાકડીએજ એ સર્વેને મારી કહાડું.

**वसंतसेना**--(આજુ બાજુ જોઈને) અરે કોઈએ મારી પાસે નથી. દાસીઓ ભૂલી પડીકે શું ? ત્યારે હવે તો મારેજ મારી જાતનું રક્ષણ કરવા જેવું થયું.

**शकार**--વસંતસેના ! તું પરભૃતિકાને તથા પલ્લવિકાને અથવા જોઈએ તો આખા વસંત માસને હાંક માર! તારી પાછળ હું લાગ્યા છતાં કોણ છોડાવેછે જોઉં?

ઇન્દ્રવજ્રા.

કાં ભીમ કાં તે જમદગ્નિ સૂત
આવે ભલે કર્ણ કે લંક ભૂપ;
હું વેણિ તારી કરથી ગ્રહુંછું,
દુશાશનનું કૃત આચરૂંછું.

જો, વસંતસેના આમ જો; આ મારી તિક્ષણ તરવાર તરફ જો. તેની પાસેજ તારૂં મસ્તકછે. ત્યારે આ ક્રૂર તરવારને તારૂં મસ્તક છેદતાં વારછે ? માટે કર વિચાર. અને તારા દોડતાં મનને પાછું વાળ.

**वसंतसेना**--આર્ય વિટ, હું અબળાછું.

**विट**--તેથીજ જીવતી રહી.

**शकार**--માટેજ મારી નહીં.

**वसंतसेना**--( સ્વગત ) અરે એનું દયાનું ભાષણ પણ મને ભય ઉત્પન્ન કરેછે. ( પ્રગટ ) અહો શ્રેષ્ટ જનો ! આ તમારી કરણી ઉપરથી એવું લાગેછે, કે તમે કંઈ અલંકાર મારી પાસેથી લેવા ઈચ્છોછો.

**विट**--વાહ ! એમ શું બોલેછે વસંતસેના ! બાગને શોભા આપનારી એવી જે લતા, તેના પુષ્પ કોણ તોડે ? નહીં, નહીં. તારા અલંકાર અમને નહીં જોઇએ.

**वसंतसेना**--ત્યારે બોલો વેહેલા. તમે શું કહેવા માગો છો ?

**शकार**--( પાસે આવીને ) હું દેવપુરૂષ મનુષ્ય વાસુદેવ છું ! મારો મનોરથ તારે પૂર્ણ કરવો એજ મારૂં કહેવું છે.

**વસંતસેના**—શિવ ! શિવ !! એવા અનુચિત વચન બોલતાં શરમાતો નથી. ચાલ દૂર થા મારાથી.

**શકાર**—( વિટને તાળી દઈને ) મિત્ર વિટ જોઈ કે ? આ ગણિકાની છોકરીએ મારા ઉપર મોહિત થઈ મને કહ્યું કે " ચાલ દૂર મારી સાથે. "

**વિટ**—( સ્વગત ) વાહવાહ ! તે શું બોલી ને આ મૂર્ખ શું સમજ્યો ! ( પ્રગટ ) વસંતસેના ! તું વેશ્યાપણા વિરૂધ બોલી; જો—

**માલિની છંદ.**

તરૂણ પુરૂષ આવે, ઘેર તારે કદી જો,
કરવિ ઘટિત પ્રીતી, જેમ પંથે લતાઓ;
નિજ તન, ધન અર્થે. વેચવા માંડિ જ્યારે,
અપ્રિય પ્રિય સરીખા, માનવા સર્વ ત્યારે.

વળી સાંભળ—

**શાર્દૂલવિક્રીડિત.**

શુદ્રો તેમ અબૂધ બૂધ પુરૂષો, નાહે સહુ વાવમાં;
બેસે વિપ્ર નરેન્દ્ર ને નિચજનો, એકત્ર સૌ નાવમાં;
જે મોરે ભરિવેલ તે ઉપરતો, રે કાક બેસે વને;
વાપી, નાવ, લતા, સમાનગણિકા, છે ભોગ્ય તે સર્વને.

**વસંતસેના**—ગુણ એજ પ્રીતિનું કારણછે, બલાત્કારે પ્રીતિ થાય નહીં.

**શકાર**—અરે વિટ ! વસંતોત્સવને પ્રસંગે યાત્રા ભરાણી હતી, તે દિવસથી આ ગર્ભદાસી પેલા ભિખારી ચારૂદત્ત ઉપર અનુરક્ત થઈછે ; અને મારે વશ થતી નથી. પણ સંભાલજે, તે ચારૂદત્તનું ઘર પાસેજ ડાબા હાથ ભણીછે, માટે આપણા હાથમાંથી સટકી ન જાય.

**વિટ**—( સ્વગત ) જે વાત મનમાં રાખવાની તેજ આ મૂર્ખ ઉઘાડી કરેછે ! શું વસંતસેના ચારૂદત્ત ઉપર અનુરક્ત થઈછે, એવું તેણે કહ્યું ! યથાર્થછે. રત્નપાસે રત્ન શોભે એમ જે કહેવતછે તે પ્રમાણે થયું. ત્યારે તે જાય તો ભલે. આ મૂર્ખથી એને શું કામ ? ( પ્રગટ ) અરે કાણેલી પુત્ર ! ડાબાહાથ પર પાસેજ ચારૂદત્તનું ઘરછે કે શું ?

**શકાર**—હા. એમાં શું સંદેહ ! આ રહ્યું ડાબા હાથભણી તેનું ઘર.

**વસંતસેના**—( સ્વગત ) વાહવાહ ! બહુ સારૂં. " ડાબાહાથ તરફ એનું ઘરછે " એ જો ખરૂં હોય તો આ દુર્જને અપકાર કરતાં ઉપકાર કર્યો. કેમકે તેણે ઘર બતાવી મારી તથા મારા પ્રિયતમની ભેટ કરાવી.

( વસંતસેના ચારૂદત્તના ઘર ભણી જાયછે )

**शकार**—અરે વિટ ! અડદના ઢગલામાં કાજળની ગોળી પ્રમાણે અત્યંત અંધકારમાં વસંતસેના જોતાં જોતાં અદૃશ્ય થઈ ગઈ; માટે હવે તેને કયાં ખોળવી ?

**विट**—પણ તેની નિશાની છે તે શું !

**शकार**—નિશાની તે કઈ વારૂ ?

**विट**—તેના અંગ ઉપરના અલંકારનો શબ્દ અથવા પુષ્પની સુગંધ.

**शकार**—નાકને ફુલની વાસ સંભળાયછે ! પણ અંધકારથી ભરેલા મારા કાનને અલંકારનો શબ્દ સ્પષ્ટ દેખાતો નથી !

**विट**—( વસંતસેના ગઈ તે તરફ ) અરે વસંતસેના ! તું આ સમય કોઈની દૃષ્ટિયે નહીં પડે. પણ તારા શરીર ઉપરના પુષ્પની સુગંધ તથા નેપુરનો મધુર સ્વર સંભળાશે; વસંતસેના સાંભળ્યું ?

**वसंतसेना**—( સ્વગત ) સાંભળ્યું અને સમજી. ( નેપુર હાથમાં લેછે, અને શરીર ઉપરથી પુષ્પ કહાડી એક બાજુ નાંખી દેછે. તથા જરા આગલ જઈ હાથથી તપાસી જોયછે) શું ભીંત તપાસતાં બારણું મારા હાથને લાગ્યું કે ? હા મેં ઓલખ્યું, તેજ આ ઘર; પણ તે બંધછે. (બારણું ઉઘાડીને રદનિકા આગલ તથા પાછલથી હાથમાં દીવો લઈને વિદૂષક આવેછે, વસંતસેના તે ન જાણે તેમ છેડાવતી દીવોકારી અંદર જાયછે.)

**विदूषक**— બારણું ઉઘાડતાં બારણામાંથી પવનનો ઝપાટો માર્યો તેથી દીવો ઓલવાઈ ગયો. માટે તું બહારજા, તેટલામાં હું દીવો કરી આવુંછું. ( જાયછે )

**शकार**—અરે વિટ ! સબુર, સબુર. હું વસંતસેનાને શોધી કહાડું.

**विट**—વારૂ શોધ.

**शकार**—(અંધારામાં ફાંફાં મારતાં વિટને પકડીને) વિટ ઓ વિટ ! પકડીરે પકડી !

**विट**—અરે મૂર્ખ એતો હું છું.

**शकार**—( ફરીથી ફાંફાં મારતાં ચેટને પકડીને ) અરે વિટ મળી રે મળી !

**चेट**—મહારાજ એતો હું છું.

**शकार**—શું તું ચેટછું ? આ બાજુ વિટ અને તે બાજુ ચેટ ! અને તે બાજુ ચેટ ને આ બાજુ વિટ ! એ માંડયુંછે શું ? હવે તમે બંને એક બાજુ થઈ જાઓ. હું હમણાંજ તેને પકડુંછું. ( શોધતાં શોધતાં રદનિકાનો અંબોડો ઝાલીને ) અરે વિટ ! હવે તો ખરેખર વસંતસેનાને પકડી. ( રદનિકાને ) બોલ તું કયાં જઈશ ? તારો અંબોડો મેં સજ્જડ પકડયોછે. તેથી મહાદેવ, શંકર, શંભુ, ઈશ્વર ગમે તેને બોલાવ !

**रदनिका**—અરે તમે મ્હોટા માણસ થઈ આ શું કરોછો ?

**विदूषक**—( હાથમાં દીવા લઈ પ્રવેશ કરી રદનિકા તરફ જોઈને ) રદનિકા આ શું ? ચારૂદત્તની દરિદ્રતામાં પરપુરૂષનો પ્રવેશ ઘરમાં કરાવે છે એ સારૂં નહીં.

**रदनिका**—પણ મૈત્રેય ! મારી દુર્દશા તો પ્રથમ જો.

**विदूषक**—દુર્દશા તારી કે અમારી ?

**रदनिका**—હા.હા. ખરે તારીજ.

**विदूषक**—ત્યારે શું આ તારાપર બલાત્કાર છે ?

**रदनिका**—એમાં શો સંશય. જો તેણે મને કેવી પકડી છે !

**विदूषक**—( ક્રોધાયમાન થઈને ) શું કરેછે ? છોડ એને. અરે એક શ્વાન સરખો પણ પોતાના ધણીના ઘરમાં અન્યને જોઈ ક્રોધાયમાન થાયછે, તો હું તો મનુષ્ય, તેમાં વળી બ્રાહ્મણ; તે શું મૌન્ય રહું ? આ લાકડી જો કેવી વાંકીછે–જેમ અમારા જેવા દરિદ્રોનું દૈવ અથવા તમારા જેવા દુર્જનોનું હૃદય–તો આજ લાકડીથી પ્રહાર કરી સુકાયલી રેતી પ્રમાણે તારા મસ્તકનો ચુરેચુરો કરી નાંખું.

**विट**—અહો બ્રહ્મ પુત્ર ક્ષમા કર.

**विदूषक**—(વિટને જોઇને ) એનો અપરાધ જણાતો નથી. ( શકારને ) આજ અપરાધી જણાયછે, રે શકાર! અરે દુર્જન! આ સારૂં નહીં. જો તે શ્રેષ્ટ ચારૂદત્ત દ્રવ્યહિણ થયોછે, તોપણ તેના સદ્ગુણ આખી ઉજ્યની નગરીમાં પ્રખ્યાત છે; તે છતાં તેનાં ઘરમાં જઈ તેના પરિજનોને ત્રાસ આપી તેને અપમાન કરેછે તે ઘટિત નહીં.

**विट**—નહીં, ચારૂદત્તને અપમાન આપવાની ઈચ્છાએ નહીં; પણ એક તરૂણ સ્ત્રી હતી, તે આ બાજુ નાસી આવી તેની શંકાથીજ આ અમર્યાદા અમારાથી થઈ. તેની અમને ક્ષમા કર. (તરવાર નીચે મુકી ચરણમાં પડેછે.)

**विदूषक**—ભલા માણસ, ઉઠ, ઉઠ. મેં અજાણતાં તને કહ્યું તેથી હુંજ તારી ક્ષમા માગુંછું.

**विट**—વચન આપેતો ઉઠું.

**विदूषक**—શું વચન માગે છે બોલ.

**विट**—આ વર્તમાન ચારૂદત્તને કહેવો નહી.

**विदूषक**—નહીં કહું. લે વચન (વચન આપેછે) ઉઠ.

**विट**—(ઉઠેછે.)

**शकार**—અરે વિટ ! શામાટે વિનયથી હાથ જોડી એ મૂર્ખ ભટ્ટના ચરણમાં પડયો ?

**विट**—ભય પામવાથી.

शकार—ભય ? શેનો ભય ?
विट—ચારૂદત્તના સદ્‌ગુણોનો.
शकार—કોણ માત્ર એ ભિખારી ચારૂદત્ત ? કે તું એના એટલાબધાં વખાણ કરેછે ?
विट—એ શ્રેષ્ટ ચારૂદત્તની સ્પર્ધા કોણ કરનારછે ? કેમકે—

મનહર.

દયાવંતને ઉદાર સજ્જનોને સાહુકાર
સદાચારની આરસી પાસે રાખનાર જે;
ગુણનો ભંડાર અને મિત્રને સંતોષનાર,
વિદ્યારૂપી સંપત્તિથી સુખ માણનાર જે;
એવા સદ્‌રત્નો જેના ઉરમાં સદાય રહે,
ધન્ય અવતાર તેનો સાચો જીવનાર તે;
અન્ય જનોના શ્વાસને નિશ્વાસરૂપ માનજો,
આ ભૂમિમાં આવીને ગણાયા મિથ્યા ભાર તે.

ચાલો હવે આપણે જઈએ.
शकार—શું વસંતસેનાને લીધા વિના ?
विट—તેતો તને છોડીને ક્યારનીએ ગઇ.
शकार—ગમે ત્યાં ગઈ હોય, તોપણ તેને લીધા વિના નહીં આવું. તારે જવું હોય તો જા.
विट—વારૂ ત્યારે બેસી રહે, હું આ ચાલ્યો. ( જાયછે. )
शकार—શું વિટ ગયો ? ( વિદૂષકને ) અરે દુષ્ટ કાગડા ! બેસ નીચે બેસ.
विदूषक—અમને તો બેસાડેલાજ છે.
शकार—કોણે ?
विदूषक—દુર્દૈવે.
शकार—વારૂ ત્યારે ઉઠ હવે.
विदूषक—ઉઠશું કાળે કરીને.
शकार—કયારે ?
विदूषक—ફરી દૈવ અનુકુળ થશે ત્યારે.
शकार—રડ ત્યારે રડ.
विदूषक—રડાવ્યાજ છે અમને.
शकार—કોણે ?

**विदूषक**--દરિદ્રતાએ.
**शकार**—વારૂ હસ હસ.
**विदूषक**--હમણાં નહીં આગળ.
**शकार**--ક્યારે?
**विदूषक**--જ્યારે અમારા ચારૂદત્તને સંપત્તિ મળશે ત્યારે.
**शकार**--ઠીક તારા ભિખારી ચારૂદત્તને મારો સંદેશો કહેજે, કે જેની પાસે ઘણુંજ દ્રવ્યછે એવી કળાવંતનીની છોકરી વસંતસેના તારા ઉપર અનુરક્ત થઈ છે, અમે બલાત્કારે તેને વશ કરવા જતાં હમણાંજ તારા ઘરમાં ભરાણીછે; તે મારે સ્વાધિન થાય તેમ કરીશ તો તારી ઉપર હું પૂરી પ્રીતિ રાખીશ, ને એમ જો નહીં કરે તો તારે ને મારે જન્મ સુધી વેર રહેશે. કેમકે હુ રાજાનો સાળો સંસ્થાનકછું! વળી તેને કહેજે, કે મારી સામે સારૂં સારૂં બોલતો જજે, વળી ધીમેથી બોલતો જજે, અને હું મારા રંગમહેલના સાતમા મજલાને ઝરૂખે બેઠેલો છતાં સાંભળી શકું એમ બોલતો જજે! જો એમ બોલશે નહીં, તો સુડી વચ્ચે સપડાયલી સોપારી પ્રમાણે હું તારૂં માથુંજ ચૂરી નાંખીશ.
**विदूषक**—કહીશ, જરૂર કહીશ તમારો સંદેશો.
**शकार**—( ચેટને ) ચાલો આપણે જઇએ હવે.
**चेट**—વારૂ ત્યારે લ્યો તમારી તરવાર.
**शकार**—એ તારાજ હાથમાં રહેવાદે.
**चेट**—નહીં તમેજ તમારી લ્યો.
**शकार**--લાવ આમ.. ( તરવારની પીછી હાથમાં ઝાલી મુઠ ખભે મુકેછે ) તરવાર ખભે મુકી ચાલતા હું શોભુંછું કેવો? (જાયછે)
**विदूषक**--જેમ કુતરા ભસતા બિલાડી નાસી ઘરમાં ભરાય તેવો! ઠીક થયું પીડા ગઈ. વારૂ રદનિકા! તારૂં અપમાન તેણે કર્યું તે વાત ચારૂદત્તને કહીશમાં. કારણકે, તેના દરિદ્રતાથી પીડિત મનને વિશેષ દુઃખ થશે.
**रदनिका**—કાંઈ ચિન્તા નહીં. મારી જીભ મારે સ્વાધિન છે તુંજમાત્ર સંભાલજે. ( જાયછે )

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ચારૂદત્તનું ઘર.

### ચારૂદત્ત, વસંતસેના, વિદૂષક, રદનિકા અને વર્ધમાનક.

( ચારૂદત્ત બેઠોછે તથા વસંતસેના એક બાજુપર ઉભીછે )

**चारुदत्त**--( રદનિકા સમજીને વસંતસેના પ્રત્યે ) અરે રદનિકા ! આ રોહસેન પવનમાં સુતોછે, તે સંધ્યાકાળના ઠંડાપવનથી ઠરી ગયો હશે, માટે શયન-ગૃહમાં લઈ જઈને સુવાડ. અને આ સેલું તેને ઓઢાડ. ( સેલું તેના તરફ નાંખેછે )

**वसंतसेना**—શું એ મને પોતાની દાસી સમજ્યા છે ? ( સેલું સુંઘીને ) કેવું આશ્ચર્ય ! આ સેલાને ચંપાના ફુલથી સુવાસિત કર્યું છે. ( સેલું પોતેજ ઓઢેછે. )

**चारुदत्त**--અરે રદનિકા! રોહસેનને ઘરમાં લેઇજા, એમ કહ્યું તે સાંભળ્યું નહીં ?

**वसंतसेना**—( મનમાં ) આપના શયનગૃહમાં હું જાઉં, એવાં મારા ભાગ્ય ક્યાંથી ?

**चारुदत्त**--હું બોલ્યો તેનો ઉત્તર સુધાં આપતી નથી. રદનિકા !

( વિદૂષક તથા રદનિકા પ્રવેશ કરેછે )

**विदूषक**--મિત્ર આ રહી તારી રદનિકા.

**चारुदत्त**--શું કહેછે ? રદનિકા આવી ! ત્યારે પ્રથમ આવી તે કોણ ? શું પરસ્ત્રી હતી ? શિવ ! શિવ! અજાણે મેં ઓઢેલું વસ્ત્ર પરસ્ત્રીપર ફેંક્યું.

**विदूषक**--મિત્ર ! પરસ્ત્રીની શંકા શામાટે રાખેછે ? એતો તારાપર અનુરક્ત થયલી વસંતસેનાછે.

**चारुदत्त**--શું એ વસંતસેના ! ( એકાએક ઉઠીને ) અહો વસંતસેના ! મેં અજાણતાં તને સેવકજનનું કામ કહી તારો અપરાધ કર્યો, તેથી હું મસ્તક નમાવી તારી પ્રાર્થના કરૂંછું કે મને ક્ષમા કર. ( નમેછે )

**वसंतसेना**--હાં ! હાં !! એ કરોછો શું ? તમારી આજ્ઞા વિના અહીંઆ આવી, તેથી અપરાધી તો હુંજછું. માટે હુંજ તમારા ચરણમાં પડી ક્ષમા માગી લઉંછું. ( ચરણમાં પડેછે )

**विदूषक**--અરે! તમે બંને જણુ બાગમાં ઉગેલી ફુલની લતા પ્રમાણે એકમેકને મસ્તક નમાવોછો, ત્યારે હું પણ ઉંટની ડોક પ્રમાણે મારૂં મસ્તક નમાવી બંનેને વિનંતી કરૂંછું.

**चारुदत्त**--હાં ! હાં !! બ્રાહ્મણ થઈને પગે પડતો નહીં.

**वसंतसेना**--( સ્વગત ) આહા ! કેવી એની સભ્યતા ! કેવું એનું મધુર ભાષણ ! ( પ્રગટ ) અહો શ્રેષ્ટ પુરૂષ ! જો મારી ઉપર તમારી પૂર્ણ મમતાછે, તો હું જે વિનંતી કરૂંછું તે માન્ય કરવી; આ મારા અલંકાર હમણાં તમારે ઘેર રાખવાની મારી ઈચ્છાછે, કારણ આ અલંકારને લોભે કેટલાક દુષ્ટોએ મારી પીઠ લીધી હતી.

**चारुदत्त**—અલંકાર રાખવાને હાલમાં આ ઘર અયોગ્યછે.

**वसंतसेना**—એ કહેવું વ્યર્થછે. માણસ જોઈ થાપણ રાખવી, કાંઈ ઘર જોઈને નહીં.

**चारुदत्त**—વારૂ ત્યારે તારી મરજી હોય તો રાખ. મૈત્રેય, લે ત્યારે એટલા દાગીના.

**विदूषक**—( દાગીના લઈને ) સ્વસ્તી. બાઈ તારૂં કલ્યાણ થાઓ.

**चारुदत्त**—રે મુર્ખ. તેણે કંઈ દાન કર્યું નથી ! પણ થાપણ રાખીછે.

**विदूषक**—( મનમાં ) એમછે ! ત્યારે ચોરજ છોને લઈ જતા !

**वसंतसेना**--( ચારૂદત્તને ) હે આર્ય ! આજ્ઞા હોય તો હવે હું આ મૈત્રેયને સાથે લઈ મારે ઘેર જાઉં.

**चारुदत्त**--મૈત્રેય ! જા તેની સાથે. તેને ઘેર પહોંચાડી આવ.

**विदूषक**--નહીં, નહીં. હું તો નહીં જાઉં. તમેજ જાઓ. કેમકે આ કલહંસ ગામિનીની પાછળ તમે ચાલો તો રાજહંસ જેવા શોભો. હું મારે ગરીબ બ્રાહ્મણ, માર્ગમાં નાંખેલા રોટલા જેમ કૂતરા ઝુટે, તેમ જ્યાં ત્યાં લોકો મારી પછવાડે લાગી મને ચુંટી ખાય.

**चारुदत्त**--એમછે શું ? ઠીક હું પોતેજ તેની સાથે જાઉંછું; તો માર્ગમાં મનુષ્ય ઓળખાય એવી મસાલ કરવાને સેવકને કહે.

**विदूषक**--અરે વર્ધમાનક ! એક મસાલ સળગાવ.

**वर्धमानक**--(અંદરથી આવીને) તેલ વગર કેમ સળગે ?

**विदूषक**--( મનમાં ) અરે ગણિકા જેમ સ્નેહ રહિત થઈને ધનહીણ પુરૂષનું અપમાન કરેછે, તે પ્રમાણે અમારી મસાલ પણ સ્નેહ (તેલ) રહિત થઈછે.

**चारुदत्त**--મૈત્રેય ! રહેવાદે હવે મસાલની કંઈ જરૂર નથી; પૂર્વ તરફ જો-

### વસંતતિલકા.

જો ચંદ્રનો ઉદય આ ગગન પ્રદીપ,
રાજેછ શુક્ર ગુરૂ મંગલ જે સમીપ;
જેના અતિ તમ વિષે કિરણો પડેછે,
જાણે બહુ કિચડમાં દુધધાર વ્હેછે.

---

## પ્રવેશ ૪ થો.

### સ્થલ—રસ્તો.

### સંવાહક, સભિક અને માથુર.

**संवाहक**—(પ્રવેશ કરીને) **લાવણી.**

અપાર છે દુખકાર જગતમાં, જુગાર રમવાની પ્રીતિ;
સંપતનો એ નાશ કરીને, ઉપજાવે અંતે ભીતી.
દ્યૂત થકી નળરાય અરણ્યમાં, દમયંતી રાણી સંગે;
ખાન પાન વિન અતિશય ભટક્યા, અરધું વસ્ત્ર ધરી અંગે.
રાય યુધિષ્ટર જુગાર રમતાં, હાર્યા રાજ્ય-અને નારી;
ક્લેશ વિશેષ જુગાર કરાવે, કહું કષ્ટ શું વિસ્તારી.
વિષ કરતા છે વિષમ છંદ એ, નિશ્ચે પળમાં પ્રાણ હરે;
વિના અગ્નિએ અંતર બાળે, શાણા સમજી ત્યાગ કરે.

કેવું આ સંકટ ! પેલો ભટાર્ક જુગારી આ બાજુજ આવેછે; તે અતિશય ક્રોધમાં છે તેથી કરણે છોડેલી શકિતથી જેમ ધંટોત્કચનો નાશ થયો તેવાજ મારા હાલ કરશે કે શું? પણ તે સભિક અને માથુર એ બંને જ્યાંસુધી બીજી મેર મને શોધેછે, એટલીવારમાં પાસેના ઘરની નીચે હું પાષાણના પુતળા પ્રમાણે બેસી રહું. (પૂતળા પ્રમાણે બેસેછે બે જુગારી પ્રવેશ કરેછે)

**माथुर**—અરે ભટાર્ક ! દશ મ્હોર માટે જે સંવાહક જુગારીને અટકાવી રાખ્યો હતો, તે નજર ચુકાવી નાસી ગયો, માટે ચાલો તેને જલદી પકડી પાડીએ. આ—આમ થઈને ગયોછે. (જરા ચાલીને) હવે અહીંઆથી તો પગલાં પણ દેખાતાં નથી.

**सभिक**—(માથુર સામે જોઇ ઈશારત કરીને) શું આ કાષ્ટનું પૂતલું છે?

**माथुर**—અરે કાષ્ટનું નહીં પણ પાષાણનું છે. (તેની પાસે જઈ હલાવે છે તથા ચુટી ખણેછે, પણ તે હાલતું નથી.) ચાલો આપણે હવે જુગાર રમીએ. (દાવ માંડીને)

**सभिक**—આ પ્રમાણે દાવ માંડનારો પુરૂષ રાજ્યાસનપર બેઠેલો જાણે કેમ

રાજાજ ન હોય ! એવું દેખાયછે. કેમકે—

ગીતિ.

વિજય હાર જ્યમ નૃપને, ત્યમ વળગ્યા બે જુગારીને અંગે;
પળમાં રાય બનેછે, પળમાં ભટકે વસ્ત્ર વિના અંગે.

**माथुर**—આ દ્યુત કર્મ તો પૂર્વના પાપની ઈશ્વર તરફથી મળેલી એક શિક્ષાછે. કેમકે—

ગીતિ.

હણે સર્વ સુખ લંકી, દુઓ દેહનું શોષણ તો કરશે;
વ્યગ્ર કરે ચિત તરિયો, હરે પ્રાણ જવ ચોકો રે પડશે.

**सभिक**—હશે, તેનું આપણે શું ? ચાલ નાંખ દાવ.

**माथुर**—(પાસા નાંખેછે)

**संवाहक**—(જુગાર રમવાની ઈચ્છા થઈ છતાં બલાત્કારે મનને મારીને સ્વગત ) અરે આ પાસાનો શબ્દ નિર્ધન પુરૂષનું પણ ચિત્ત લુબ્ધ કરીને પોતા તરફ ખેંચેછે, જેમ દુંદુંભીનો શબ્દ પદભ્રષ્ટ રાજાનું ચિત્ત ખેંચે. હું જાણુંછું, કે આ જુગાર કર્મ મેરૂ પર્વતથી ખાધેલી પછાટ પ્રમાણે દુઃખકારક છે, માટે સુજ્ઞજનોએ જુગાર કદી રમવો નહીં; તોપણ આ પાસાનો શબ્દ કોકીલાના શબ્દ જેવો મારા કાનને મધુર લાગીને મનનું હરણ કરેછે. જેમ મનને વારૂંછું, તેમ રમવાનું વધારે મન થાયછે. કરૂં શું ?

**सभिक**—આ મારો દાવમારો.

**माथुर**—નહીં આ મારો દાવ.

**संवाहक**—(એકાએક વચ્ચે આવીને ) અરે તમારો નહીં મારો દાવ મારો.

**सभिक**—(તેને જોઇને ) ઠીક પકડાયો, લાવ દશ મ્હોરો.

**संवाहक**—મને રમવા તો દે. આજ આપીશ.

**माथुर**—નહીં હમણાંજ દે.

**संवाहक**—દઈશ કહુંછું દઇશ; ખાલી હેરાન કાં કરેછે ?

**माथुर**—નહીં હમણાંજ દે.

**संवाहक**—અરે મારૂં માથું દુખી આવ્યું.

**माथुर**—એમ ઢોંગ કરવાથી નહીં છુટે, તું જુગારીના નિયમમાં સપડાયોછે.

**संवाहक**—ખરૂં છે કે નિયમ તોડાય નહીં, મ્હોરો દેવી જોઈએ; પણ દઉં તે ક્યાંથી ?

**माथुर**—કોઈનો હવાલો દે.

**संवाहक**—ઠીક તેમ કરૂંછું. (માથુરને એક બાજુ લઇ જઇને) અરધી છોડે તો અરધી મ્હોરો દઉં.

**माथुर**—વારૂ તેમ કર. અરધી દે.

**संवाहक**—(સભિક પાસે જઇને) અરધી જો તું છોડીદે તો અરધીનો હવાલો દઉં.

**सभिक**—કાંઈ ચિન્તા નહીં તેમ કર.

**संवाहक**—(માથુરને) કેમ ? અરધી તેં છોડી ?

**माथुर**—હા.

**संवाहक**—( સભિકને ) વારૂ તેં પણ અરધી છોડીને ?

**सभिक**—હા. છોડી.

**संवाहक**—રામ, રામ. હું છુટો થયો. કેમ મ્હોરો પહોંચીને ?

**माथुर**—અરે લુચ્ચા ઠગ ! એમ કરીને છુટી જવા માગેછે ? હું માથુરછું, જઇશ ક્યાં ? લાવ દશ મ્હોર.

**संवाहक**—જુઓ ભાઇઓ ! હમણાંજ આણે અરધી છોડીને તેણે અરધી છોડી, તેમ છતાં મને ગરીબને અટકાવીને કહેછે કે આપ. હવે શેની દઉં ?

**माथुर**—અમને શું પુછે છે ? તારો બાપ વેચીને દે.

**संवाहक**—મારે બાપ ક્યાં છે ?

**माथुर**—મા વેચીને દે.

**संवाहक**—મા પણ નથી.

**माथुर**—ત્યારે તું પોતે વેચા, પણ અમારૂં લેણું આપ.

**संवाहक**—વારૂ તમેજ કૃપા કરો, અને મને બજારમાં લઈ ચાલો.

**माथुर**—ચાલ ત્યારે આગલ થા. (જાયછે.)

---

# પ્રવેશ ૫ મો.

## સ્થલ—વસંતસેનાનો મ્હેલ.

### વસંતસેના, મદનિકા અને પછીથી જુગારીઓ.

**वसंतसेना**—મદનિકા ! પછી આગલ શું થયું ?

**मदनिका**—પ્રથમ કંઈ વાત થઈ નથી તેમ છતાં "આગલ શું થયું" એમકેમ પુછોછો ?

**वसंतसेना**—હેં ? મેં શું કહ્યું ?

**मदनिका**—"પછી આગલ શું થયું" એમ કહ્યું.

**चेटी**—(પ્રવેશ કરીને) બાઈ સાહેબ માતાએ તમને કહાવ્યું છે, કે "સ્નાન કરી સત્વર દેવપૂજા કરો."

**वसंतसेना**—દાસી! માતાને કહે કે આજે હું સ્નાન કરવાની નથી, માટે બ્રાહ્મણ પાસે પૂજા કરાવ.

**चेटी**—બહુ સારૂં એ પ્રમાણે કહું છું. (જાયછે.)

**मदनिका**—બાઈ હું સ્નેહભાવે પુછુંછું, ખરૂં કહો. હમણાં તમે બોલ્યાં તેનો અર્થ શું?

**वसंतसेना**—તને કેમ લાગેછે?

**मदनिका**—તમારૂં ચિત્ત સ્વસ્થ નથી, તેથી તમે કોઈ ઉત્તમ પુરૂષની ઈચ્છા કરો છો.

**वसंतसेना**—તેં ભલું જાણ્યું, તું મદનિકા ખરેજ બીજાના મનની વાત જાણનારી.

**मदनिका**—આપનો ચ્હેરોજ કહી આપેછે; વારૂ કહો, રાજા કે રાજવલ્લભ? કોણ આપના મનમાં વસ્યોછે?

**वसंतसेना**—રાજાએ નહીં ને રાજવલ્લભે નહીં.

**मदनिका**—ત્યારે વિદ્યાગુણસંપન્ન એવા એકાદ બ્રાહ્મણને ઈચ્છો છો?

**वसंतसेना**—નહીં, નહીં. બ્રાહ્મણ તો આપણને પૂજ્યછે.

**मदनिका**—ત્યારે શું અનેક દેશમાં ઉદ્યમ કરનાર એવો એકાદ વેપારી?

**वसंतसेना**—તેપણ નહીં.

**मदनिका**—રાજા નહીં, રાજપ્રિય નહીં, બ્રાહ્મણ નહીં, ને વેપારી નહીં, ત્યારે તે કરતાં ઉત્તમ વળી કોણ?

**वसंतसेना**—આખી ઉજ્જયનીમાં પ્રખ્યાત એવો શ્રેષ્ઠ ચારૂદત્ત.

**मदनिका**—(સ્વગત) એ પુરૂષપર એનું મન કેમ લાગ્યું? (પ્રગટ) અરે પણ એતો કેવળ દરિદ્રી છે.

**वसंतसेना**—તેથીજ હું તેને ઈચ્છું છું. ગણિકાએ દરિદ્રી પુરૂષથી સ્નેહ કર્યો હોય તો તેમાં કોઈ કહેણ કહાડે નહીં.

**मदनिका**—પણ મોર ખરી ગયા પછી આમ્રવૃક્ષનું સેવન મધુકરી કરશે શું?

**वसंतसेना**—તેથીજ તેનું નામ મધુકરી (ઘરેઘર માગી ખાનારી) પડયુંછે.

**मदनिका**—એવો જો તમને પ્રિયછે તો તરત ઉઠીને તેને ઘેર કેમ નથી જતાં?

**वसंतसेना**—કદાચિત તેને ઘેર જાઉં, પણ તે હાલ પ્રત્યુપકાર કરવાને અશક્તછે; તેથી ફરીને દર્શન થવાં દુર્લભ થાય માટે તેમ ન બને તેના વિચારમાં પડીછું.

**मदनिका**--તેથીજ હું ધારૂંછું કે તમે અલંકારો તેને ઘેર રાખ્યા. પ્રેમ પણ સૃષ્ટિયંત્ર ચલાવનાર એક સાધનછે.

ગજલ.

બલિહારી તારી પ્રેમછે, બલિહારી તારી પ્રેમ-
કેવી ગતિ તારી ગહન, જેનો નહીં કંઈ નેમ-ટેક.

**સાખી**—ચકોર તે ચંદ્રજ થયો, ચંદ્રજ થયો ચકોર;
દીપકરૂપ પતંગને, પતંગ દીપ ઝકોર—
પતંગ દીપ ઝકોર તે ચિત ચોર થાય કેમ ? બલિહારી.
ચાતક ઘન રૂપે થયો, થયો ઘન ચાતક રૂપ;
ભ્રમર કમળ રૂપે થયો, કમળ ભ્રમરને રૂપ—
કમળ ભ્રમરને રૂપ દુર્લભ પણ થયુંછે તેમ.--બલિહારી.

**संवाहक**—( પ્રવેશ કરીને ) વસંતસેના ! હું તારે શરણે છું.

**वसंतसेना**—શરણાંગત નિર્ભય હો. વારૂ તમને કોનો ભયછે ?

**संवाहक**—શાહુકારનો.

**वसंतसेना**—ત્યારે કંઈ ચિન્તા નહીં.

**मदनिका**—તમે કોણછો ?

**संवाहक**—હું પાટલીપુત્ર નગરમાં યાત્રાળુને મ્હોડેથી દેશદેશની ચમત્કારીક વાતો સાંભલીને અપૂર્વ દેશ જોતો જોતો આ ઉજ્જયનીમાં આવ્યો, ને એક શાહુકારને ત્યાં ચાકરી રહ્યો. તેની સેવા મેં થોડા દિવસ કરી; તે બહુ ગુણીછે. દેખાવમાં મનોહર તેમજ વાક્ય ચાતુરીમાં મધુર અને કરેલો ઉપકાર કહી ન બતાવે એવોછે, તેમજ શરણાંગતનું રક્ષણ કરવામાં તત્પરછે. વધારે શું કહું, તે કહેછે, કે આ મારો દેહ પણ પરોપકારમાં વાપરવાને ઈશ્વરે મને આપ્યોછે.

**मदनिका**—વારૂ આગલ શું થયું. ?

**संवाहक**—શું કહું બાઈ! તે સત્પુરૂષ બીજાઓ ઉપર દયા કરી ધન વાપરતાં વાપરતાં—

**वसंतसेना**—શું નિર્ધન થયો ?

**संवाहक**—મારા ન કહ્યા છતાં તમે કેમ જાણ્યું. ?

**वसंतसेना**—એમાં જાણવું શું, તે ખુલ્લુંજ છે. ગુણ અને વૈભવ એકઠાં રહેતાંજ નથી; ગંધાતું તલાવ હમેશાં ભરેલુંજ રહે છે.

**मदनिका**—અહો ! તે સત્પુરૂષનું નામ શું. ? મને કહો.

**संवाहक**—અરે તે પૃથ્વી ઉપર મનુષ્ય રૂપી ચંદ્રછે. તેનું નામ શ્રેષ્ટ ચારૂદત્ત, ને તે માણેકચોકમાં રહેછે.

**वसंतसेना**—(સહર્ષ આસન ઉપરથી ઉતરીને) મહારાજ, આ આપનુંજ ઘરછે. અરે મદનિકા! એમને બેસવા આસન આપ, અને હાથમાં તાડનો પંખો લઈ વાયુ ઢોળ.

**मदनिका**—(તેમ કરેછે. )

**संवाहक**—(મનમાં) કેવું આશ્ચર્ય! શ્રેષ્ટ ચારૂદત્તનું નામ કહેતાં મારો કેવો સત્કાર થયો! ધન્ય છે, ચારૂદત્ત ધન્ય છે; પૃથ્વીની પીઠપર સજીવ તો માત્ર તુંજ છે. બાકીના તો શ્વાસજ લેનારા. (તેને પગે પડીને) અહો વસંતસેના! તું પણ આસન ઉપર બેસ. (તેવામાં માથુર તથા સભિક આવે છે.)

**माथुर**—(સંવાહકને જોઇને) અરે એણેજ અમને ઠગ્યા.

**संवाहक**—(વસંતસેનાને ) મારી પાછળ લાગેલા તે આજ જુગારીઓ છે.

**वसंतसेना**—અરે મદનિકા, તે જુગારીઓને જઈને કહે, કે સંવાહકે આ તમને આપ્યું છે. ( કંકણ કાહડી આપેછે.)

**मदनिका**—(કંકણ લેઇને) આજ્ઞા બાઇસાહેબ. ( જુગારીઓ પાસે આવીને ) ભલા ગૃહસ્થો! હું તમને નમન કરૂં છું.

**माथुर—सभिक**-તારૂં કલ્યાણ થાઓ.

**मदनिका**—તમારા બેમાં મુખ્ય જુગારી કોણ? તમારો કોઈ દેણદાર છે?

**माथुर**—હા. ઓ તે બેઠો, તેની પાસે અમારી દશ મ્હોર લેણી છે; પણ તેનું તારે શું?

**मदनिका**—તેનેજ માટે મારી બાઈએ આ સોનાનું કંકણ આપ્યું—નહીં, નહીં ભુલી. તમારા દેણદારે આપ્યું છે તે લ્યો. (કંકણ આપેછે.)

**माथुर**—( હર્ષથી કંકણ લેઇને ) અહો તે ગૃહસ્થને કહે, કે તું રણમુક્ત થયો. માટે અમારી સાથે જુગાર રમવાને ચાલ. ( બંને જાયછે. )

**मदनिका**—( વસંતસેનાને ) બાઇસાહેબ, તે જુગારીઓ કંકણ આપ્યાથી સંતોષ પામ્યા.

**वसंतसेना**—આર્ય! હવે આપણે પણ આપણા મનુષ્યોને ભેટવા જઇએ.

**संवाहक**—વસંતસેના! તેં જે મારીઉપર આટલો બધો ઉપકાર કર્યો તેની સ્મૃતિ રાખવા હું આજથી જતી થઈશ, માટે સંવાહક જુગારી જતી થયો છે એ વાતનું સ્મરણ રાખજે.

**वसंतसेना**—આર્ય! એવું સાહસ કરતો નહીં.

**संवाहक**—મેં નિશ્ચય કર્યો છે તે હવે ફરનાર નથી. (નેપથ્યમાં કોલાહલ થાયછે તે ભણી જોઇને ) એ શું કહેછે? શું સ્તંભભંજક નામે વસંતસેનાનો ક્રીડા ગજ મસ્ત થઈને છુટયો છે! ચાલ જોઉં. (જાયછે.)

**कर्णपूरक**—( પ્રવેશ કરીને ) કયાંછે ? કયાં તે આર્યા વસંતસેના.

**मदनिका**—અરે કર્ણપૂરક ! તું બ્હાવરો કેમ બન્યોછું ? પાસે છતાં વસંતસેનાને જોતો નથી.

**वसंतसेना**—કર્ણપૂરક ! તારી મુખચર્યાપરથી તું હર્ષિત જણાયછે તેનું કારણ શું ?

**कर्णपूरक**—સાંભલો બાઈ સાહેબ–તમારો ફરવાનો સ્તંભભંજક નામે હાથી આજ સાંકળ તોડી રાજમાર્ગમાં નાઠો, અને રસ્તામાં તોફાન મચાવતાં, એક જતી ચાલ્યો જતો હતો તેને, તેના દંડ કમંડલ ભાંગી સુંઢ વડે ઉપાડયો; તેવેળા લોકો બૂમ પાડવા લાગ્યા, કે જતી મુવોરે મુવો.

**वसंतसेना**—અરેરે કેવો પ્રમાદ !

**कर्णपूरक**—બાઇ સાહેબ, ગભરાઓ નહીં સાંભળો—એ પ્રમાણે જતીને ઉપાડી ચાલતા હાથીને જોઈ, મેં કર્ણપૂરકે–અરે નહીં આપના અન્નથી પુષ્ટ થયેલા દાસે, પાસેની લુહારની કોડમાંથી એક કોસ લઈ તે વડે પ્રહાર કરી તેની સુંઢમાં સપડાયલા જતીને છોડાવ્યો. તે વેળા લોકોની ભીડમાંથી શાબાશીના પોકાર ઉઠી રહ્યા. તેવામાં એક ચમત્કાર થયો, તે એ કે ગરદીમાં એક પુરૂષ હતો, તેણે પોતાના હાથ, કંઠ ઈત્યાદિ ભૂષણસ્થાન તપાસી જોયાં, પણ તેમાં કંઈ નહોવાથી ખિન્ન થઈ આકાશ ભણી જોઈ દીર્ઘશ્વાસ મુકયો, ને પછી પોતાનાં અંગપરથી સેલું ઉતારીને મારા તરફ ફેંકયું. ( સેલું બતાવે છે )

**वसंतसेना**—તેજ આ સેલું કે ?

**कर्णपूरक**—હા.

**वसंतसेना**—વારૂ તેઉપર કોઈનું નામછે ?

**कर्णपूरक**—( જોઈને ) છે ખરૂં, પણ વાંચતાં નથી આવડતું. વાંચો તમે. ( આપેછે )

**वसंतसेना**—( વાંચીને ) શું આ સેલું ચારૂદત્તનું ? ( પાત ઓઢેછે ) આ સેલાને બદલે હું તને બીજું કંઈ આપું છું તે લે. ( અલંકાર આપેછે. )

**कर्णपूरक**—( એ લઈ પ્રણામ કરીને ) વાહ ! તમને સેલું ઠીક શોભેછે.

**वसंतसेना**—વારૂ તે પુરૂષ હાલ કયાં હશે ?

**कर्णपूरक**—આજ રસ્તેથી ઘરતરફ ગયો.

**वसंतसेना**—મદનિકા ! ચાલ આપણે દરવાજા ઉપરની મેડીની બારીમાંથી ચારૂદત્તને નિહાળિયે. ( જાયછે. )

**प्रथमांक समाप्त.**

# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો.

### સ્થલ—એક રસ્તો.

**ચારૂદત્ત અને વિદૂષક.**

**चारूदत्त**—પ્રિયમિત્ર ! આજના ગાયનથી તને કેવી અસર થઈ વારૂ ? અહો ! વિણાનો મધુર સ્વર કેવો મનોહર હતો !

**વસંતતિલકા.**

ઉત્કંઠિતા હ્રદયને પ્રિય લાગનારી,<br>
સેહેજે વિનોદ મહિં કાલ ગુમાવનારી;<br>
જે વ્યગ્ર ચિત્ત મહિં શાન્તિ પ્રસારનારી,<br>
વાજાં બધા મહીં વીણા બહુ સુખકારી.

વળી—

**શાર્દૂલવિક્રીડિત.**

ચીત્તાકર્ષક ગાન ગાયું મધુરૂં, અન્યે ન જે સાધિયું,<br>
શ્રોતાનું મન કર્મ કૌશલ ગુણે, જેણે ખરૂં વીંધિયું;<br>
પુરૂં ગાન થયું પછીધ્વની ઘડી, એચાર સુધી રહ્યો,<br>
તેવો તે હજી કાનમાં ઘુઘવતો, મારે ઉરે જે ગ્રહ્યો.

શું કહું મિત્ર ! આજ રેભીલાએ ગાયન ઘણુંજ સારૂં ગાયું.

**विदूषक**—શું પથરા ગાયું ! મને તો સાંભલીને હસવું આવતું હતું; સંસ્કૃત શબ્દ વાંચનારી સ્ત્રી અને નાકમાંથી ગાનારો ગવૈયો સાંભલતાંજ હસવું આવ્યા વિના રહે નહીં; સ્ત્રી સંસ્કૃત શબ્દ વાંચવા લાગી, કે તેનો સ્વર નાથેલા વૃષભ પ્રમાણે શું શું શું થાય, અને ગવૈયાઓ તો અ–અ–અ–અ–અ–એમ આલાપ કરીને ગાવા લાગે એટલે કરમાયેલા ફુલની માળા ગળામાં નાંખીને મંત્ર બોલનારા વૃદ્ધ પુરોહીત પ્રમાણે જણાય, તે બા મને તો મુદલ ગમેજ નહીં. ( જોઈને ) જોને બજારના રસ્તામાં ઠેકાણે ઠેકાણે કુતરાઓ પણ નિરાંતે સુતાછે. ( ઊંચું જોઈને ) જો, જો. ભગવાન ચંદ્રમા અંધકારને જગા આપતો કેવો નીચે ઉતરે છે !

**चारुदत्त**—મિત્ર તેં ઠીક કહ્યું.

**ઉપજાતિ.**

આ ચંદ્ર દેતો બહુ અંધકાર,
જો અસ્ત પામે દિસતીજ ધાર;
દ્રોમાં બુડે સર્વ શરીર કેવું,
જણાય હાથી દશનાગ્ર તેવું.

**विदूषक**—મિત્ર, ચાલ હવે ઘેર જઈયે. મને તો ઝોલા આવેછે. ( જાયછે. )

---

# પ્રવેશ ૨ જો.

## સ્થલ—ચારૂદત્તનું ઘર.

### વર્ધમાનક, ચારૂદત્ત, વિદૂષક, ચોર અને રદનિકા.

**वर्धमानक**—મારા શેઠ આર્ય ચારૂદત્ત, ગાયન સાંભળવા ગયા છે, તે હજી કેમ ન આવ્યા? મધરાત નમવા આવી, માટે ચાલ દરવાજા આગલ જઈને સુઈ જાઊં. ( તેમ કરેછે. )

**विदूषक**—( નેપથ્યમાંથી બારણું ઠોકી હાંક મારે છે ) અરે વર્ધમાનક! બારણું ઉઘાડ બારણું.

**वर्धमानक**—મૈત્રેયે હાંક મારી લાગે છે, માટે ચાલ ઉઘાડું. ( ઉઘાડેછે ને વિદૂષક તથા ચારૂદત્ત આવેછે. )

**विदूषक**—વર્ધમાનક, ચારૂદત્તના પગ ધોવાને પાણી લાવ.

**वर्धमानक**—( પાણી લાવી વિદૂષકને ) હું પાણી રેડું છું તું પગ ધો.

**विदूषक**—( ચારૂદત્તને ) આ દાસીપુત્ર છતાં પાણી નાંખે, ને હું બ્રાહ્મણ થઇને પગ ધોઊં કે?

**वर्धमानक**—મૈત્રેય હું પગ ધોઊં છું તુંજ પાણી રેડ. ( તેમ કરેછે.)

**चारुदत्त**—વર્ધમાનક! મૈત્રેયને પણ પગ ધોવા પાણી આપ.

**विदूषक**—મને પગ ધોવામાં શો લાભ? ફરીથી ગધેડાની પેઠે ભોંય ઉપર લોટવું પડશે.

**चारुदत्त**—પણ તું બ્રાહ્મણ છે ના.

**विदूषक**—સર્વ નાગમાં જેમ ડુંડુંભ નાગ, તેમ સર્વ બ્રાહ્મણમાં હું બ્રાહ્મણ.

**वर्धमानक**—વારૂ ભૂદેવ લે. આ દાગીનાની ગાંસડી દીવસે મારી ને રાતની તારી; સંભાલજે. ( આપીને જાયછે. )

**વિદૂષક**—( ગાંસડી લેઈને ) આ દાગીના હજી સુધી ભલા ટકયાછે. શું નગરીમાં કોઈ ચોર નથી, કે આ જીવને હરનાર ધનની કોઈ ચોરી કરતું નથી ! ( ચારૂદત્ત ને વિદૂષક પોત પોતાની જગાએ સુવેછે. )

**શાર્વિલક**—( ધીમે ધીમે પગ ભરતો તથા ચોમેર નજર રાખતો ઘરમાં પ્રવેશ કરીને મનમાં ) ભીંતમાં ખાતરપાડી ઘરમાં તો પ્રવેશ કર્યો. ( ચારૂદત્ત તથા વિદૂષકપર નજર પડવાથી ચમકીને ) અરે ! પણ અહીંઆ તો બે પુરૂષ સુતેલાછે. માટે પ્રસંગ પડવે નાસી જવાય તેથી આગલું બારણું ઉઘાડી આવું. (તેમ કરીને) આ ખરેખર સુતેલા છે કે ઢોંગ છે, તપાસું તો ખરો. (તપાસીને) છે તો નિદ્રામાં. કપટ નથી, માટે કંઈ માલ હોય તો હાથ મારી લઉં. ( આસપાસ ફરીને ) અરે ઘરના ખુણેખુણા ફરી વળ્યો. નગદ માલ તો રહ્યો, પણ કીંમતી વાસણે નથી; મને લાગે છે કે એ દરિદ્રી હશે. માત્ર મૃદંગ, પખવાજ, ઢોલકી, તંબુરો સારંગી, પાવો અને પુસ્તકો એ સઘળાં પડયાંછે. એના શું બચકાં ભરૂં ! કે બોજો બાંધું ! મારા કયાં ભોગ લાગ્યા કે હું દરિદ્રીના ઘરમાં આવી ફસ્યો. ઘર તો મ્હોટું પણ માંહે ચાર ચૌટાની ઉડેછે. ત્યારે હવે પાછો જાઉં.

**વિદૂષક**—( નિદ્રામાં ) ચારૂદત્ત ! ભીંતમાં ખાતર પડયા જેવું દેખાયછે. અરે ઘરમાં ચોર આવ્યા. લે આ સોનાના દાગીના તું તારી પાસે રાખ.

**શાર્વિલક**—આ જાગે છે શું ? હું અંદર આવ્યો તે જોઈ પોતે દરિદ્રી છે, તેથી મારી મશ્કરી કરેછે, માટે તેને તો હું ત્યાંજ ઠાર કરૂં. ( છરો કાઢી મારવા જતાં અલંકારનું પોટલું જોઈને ) અરે ! આ ફાટેલા પંચીઆમાં કંઈ બાંધેલુંછે, કેવું દીવાના પ્રકાશથી ચલકે છે! હું ધારૂં છું, કે એ અલંકારોજ હશે, ચાલ લેઉં. ( લેવા જતાં વિચાર કરીને ) મારા જેવો એ પણ દરિદ્રી લાગેછે, માટે તેને પીડા નહીં કરતાં અહીંથી ચાલી જવું એજ ભલું ( જવા માંડેછે. )

**વિદૂષક**—( પાછા નિદ્રામાં લવેછે ) અરે તું ન લે તો તને ગૌબ્રાહ્મણના સોગનછે. લે સંભાલ. ( અલંકારની ગાંસડી લઈ હાથ ઊંચો કરેછે. )

**શાર્વિલક**—ગૌબ્રાહ્મણના સોગન કોણ ભાગે ? ( લેવા જાયછે )

**વિદૂષક**—( તેના હાથને અડીને ) મિત્ર તારાં આંગળાં ઠંડાં કેમ લાગેછે !

**શાર્વિલક**—( ચમકીને મનમાં ) અવાજ ન થાય માટે કમાડ ઉપર પાણી રેડતાં હાથ ભીંના થયા હતા તે કોરા કરવા વીસરી ગયો. ( કાખમાં હાથ ઘાલી ગરમ કરી પોટલી લેછે. )

**વિદૂષક**—લીધી કે ?

**શાર્વિલક**—બ્રાહ્મણની પ્રાર્થના ન ભંગ થાય માટે લીધી.

**विदूषक**—માલ વેચીને જેમ વેપારી નિશ્ચિંત થાય તેમ હું નિશ્ચિંત થયો, હવે નિરાંતે ઉંઘીશ.

**शार्वलिक**—ભલા બ્રાહ્મણ, હવે નિરાંતે સો વર્ષ ઉંઘ કહાડ; કેવું આ નીચ કૃત્ય ! ગણિકા માટે બ્રાહ્મણને દુખમાં નાંખ્યો. ચાલજીવ, હવે મદનિકાને વેચાતી લેવા વસંતસેનાને ઘેર જાઉં. (જાયછે.)

**रदनिका**—( પ્રવેશ કરી ભીંતમાં પડેલું છિદ્ર જોઇને ) હાય ! હાય ! મારા ઘરમાં ખાતરપાડી ચોર નાસી જાયછે. મૈત્રેય ! મૈત્રેય ! ઉઠ, ઉઠ; વેહેલો. આપણા ઘરમાં ચોર પેઠો હતો તે ચોરી કરી નાસી જાયછે. ચોર, ચોર, ઉઠ ! પકડ ! દોડ !!

**विदूषक**—( ધભરાટમાં ઉઠીને ) મૂર્ખદાસી ! ખરૂંજ કહેછે ?

**रदनिका**—જોને. પેલી ભીંતમાં પડેલું બાકું નથી દેખાતું ?

**विदूषक**—અરરરર ! મારા બાપરે ! એતો જાણે બીજું બારણુંજ ઉઘાડયું ! ( ચારૂદત્તને ) ઉઠ, ઉઠ, મિત્ર; આપણા ઘરમાં ચોર પેઠો હતો તે નાસી ગયો.

**चारुदत्त**—ગયો તો જવાદે, મશ્કરી શું કરે છે ?

**विदूषक**—અરે મશ્કરી નહીં, જો પ્રત્યક્ષ.

**चारुदत्त**—(ઉઠીને) કયાં પાડયું ખાતર ?

**विदूषक**—જો, આપણા ઓસીકાની કોરે.

**चारुदत्त**—વાહ ! ખાતર તો યુક્તિથી પાડયુંછે, પણ આટલી ચંચલાઈ કર્યાં છતાં કંઈ નહીં મલવાથી નિરાશ થઈને ગયો હશે.

**विदूषक**—એવા ચોરો માટે પસ્તાય છે શું ? તેણે તો ધાર્યું હશે, કે મોટું ઘરછે તેથી સોના અથવા હીરા માણેકથી જડેલા દાગીના મળશે. (સ્મૃતિ થવાથી ચમકીને) અરે ! પણ મારી પાસે દાગીના હતા તે કયાં ? (યાદ આવવાથી ચારૂદત્તને) મિત્ર ! જ્યારે ત્યારે તું મને કહેતો હતો, કે મૈત્રેય તું મૂર્ખછે, અજ્ઞાનીછે, પણ આ વેળા મેં કેવું ડહાપણ વાપર્યું ! કે તે દાગીનાની પોટલી મેં તારે સ્વાધિન કરી; નહીં તો રાંડનો ચોર ચોરી જાતને.

**चारुदत्त**—રહેવાદે હવે તારી મશ્કરી.

**विदूषक**—તેં મને મૂર્ખ ઠરાવ્યો, તેથી મશ્કરી ક્યાં અને કયારે કરવી; તેનું મને જ્ઞાન કયાંથી ?

**चारुदत्त**—શું ખરેજ તેં મારે સ્વાધિન કરી ?

**विदूषक**—ત્યારે હું ખોટું કહુંછું કે ?

**चारुदत्त**--તેં ક્યારે મને આપી ?

**विदूषक**--જ્યારે મેં તને કહ્યું, કે તારા હાથના આંગળાં થંડાં છે ત્યારે.

**चारुदत्त**--કદાચિત તેમ પણ થયું હોય. (શોધ કરતાં ન મળવાથી) મિત્ર! ઘણી ખુશીની વાત આપણા ભાગ્ય મોટાં.

**विदूषक**--શું દાગીના છે ? નથી ગયા ?

**चारुदत्त**--હોય ક્યાંથી ? તે તો લઈ ગયો !

**विदूषक**--ત્યારે ખુશીની વાત શું ?

**चारुदत्त**--એજ, કે તે ચોર આપણા ઘરમાંથી કૃતાર્થ થઈને ગયો.

**विदूषक**--પણ તે થાપણ બીજાની હતીને !

**चारुदत्त**--અરે હા! તે થાપણ બીજાની હતી, હવે શું કરવું? (ઉદાસ થાયછે.)

**विदूषक**--કાંઈ ચિન્તા નહીં મિત્ર! બીજાની થાપણ ચોર લઈ ગયા તેમાં આપણે શું કરીએ !

**चारुदत्त**--મિત્ર--

## શાર્દૂલવિક્રીડિત.

કૃતર્કો કરશે જનો મુજ વિષે, સાચું નકો માનશે;
દારિદ્રી ગણી લોક મુજ ઉપરે, સૌ સંશયો લાવશે;
દુર્દૈવે મુજ દ્રવ્ય સર્વ હરીયું, તેનો નહીં શોક રે;
રે મારાં સુચરિત્રને દુષિત કાં, હે નાથ કીધુંજ તેં.

અરેરે ! દુર્દૈવે મારૂં સર્વ ધન તો લઇ લીધું, પણ સાથે કીરતી પણ લઈ જવા ઇચ્છે છે!

**विदूषक**--મિત્ર તું ભય ન રાખ. હુંજ તેને કહીશ, કે કોણે દીધું ? ને કોણે લીધું ? ક્યાંછે સાક્ષી ? (જાયછે.)

**चारुदत्त**--શિવ ! શિવ! શું હું આ વખતે ખોટું બોલું ! ઘર વેચીશ અથવા હું વેચાઇને તેના રણમાંથી મુક્ત થઇશ, પણ નરકનો સાથી અને સુકીર્ત્તિનો નાશ કરનાર એવા ખોટા વચનો નહીં બોલું. અરે મૈત્રેય! અરે કયાં ગયો ?

**विदूषक**--(પ્રવેશ કરીને) આવ્યો હું. મિત્ર! લે આ. (રત્નમાળા આપેછે.)

**चारुदत्त**--મિત્ર ! આ શું ?

**विदूषक**--એ તારા સ્વભાવને અનુકુળ સ્ત્રી કરી તેનું ફળછે.

**चारुदत्त**--(હર્ષિત થઈને) અહો બ્રાહ્મણીએ શું મુજપર દયા કરી ? આહા: કેવું સંકટ ! હું ખરોજ દરિદ્રી કે સ્ત્રીધને આશ્રય મળ્યો. પણ નહીં, હું શેનો દરિદ્રી જો--

### ગીતિ.

અનુકુળ સુંદરી મારે, સુખદુખમાં સમ સુમિત્ર પણ છે તું;
સત્ય જરી નહીં છુટયું, તો પછી દરિદ્રી કેમ થઈશજ હું.

માટે હે મિત્ર ! આ રત્નમાલા લઇને હમણાંજ વસંતસેના પાસે જા, અને તેને મારો સંદેશો કહેજે, કે તમે જે સુવર્ણના અલંકાર મારી પાસે રાખ્યા હતા, તે મારાજ સમજી અજાણતાં જુગારમાં હારી ગયો, તેને બદલે આ રત્નમાલા દઉંછું તે કૃપા કરીને સ્વીકારો.

**विदूषक**—વાહ મિત્ર ! ડાહ્યો તો બહુજ. હલકી કીંમતના દાગીના, જેનો તેં ઉપયોગ પણ કરેલો નહીં; તે ચોર ચોરી ગયા તેને બદલે આ પૃથ્વીના મુલ્યની રત્નમાલા આપે છે શું ?

**चारुदत्त**--આપવીજ જોઈએ. જેણે પૂર્ણ વિશ્વાસે મારીપાસે થાપણ રાખી, તેને બદલે એજ મલવી જોઈએ, માટે આ લઈને તું જા; અને તેને આપ્યા વગર પાછો આવતો નહીં. જા, વેહેલો જા.

**विदूषक**--જે દરિદ્રી હોય તે ઉદારતા વધારે દેખાડે.

**चारुदत्त**--તને મેં એકવાર કહ્યું કે હું દરિદ્રી નથી.

### ગીતિ.

અનુકુળ સુંદરીમારે, સુખદુખમાં સમ સુમિત્ર પણ છે તું;
સત્ય જરી નહીં છુટયું, તો પછી દરિદ્રી કેમ થઈશજ હું.

**विदूषक**—લે જાઉં ત્યારે. તારીજ મરજી પુરી થવાદે. ( જાયછે )

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—વસંતસેનાનો બાગ.

**વસંતસેના, મદનિકા, ચેટી, શાર્વલિક અને પછીથી વિદૂષક.**

**वसंतसेना**--( હાથમાંનું ચિત્ર દેખાડીને ) સખી ! આ ચિત્રપાટી તો જો. જાણે તાદૃશ ચારૂદત્તજ.

**मदनिका**—હા તેમજ છે.

**वसंतसेना**—તેં કેમ જાણ્યું ?

**मदनिका**--તારી સ્નેહયુકત દૃષ્ટિ આ ચિત્રપર મોહ પામી રહીછે તેથી.

**वसंतसेना**--મદનિકા ! તું વેશ્યાની રીત પ્રમાણે હાએહા મિલાવેછે કે શું ?

**चेटी**—( પ્રવેશ કરીને ) માતાજીએ મને તમારી પાસે મોકલી છે, અને આજ્ઞા કરી છે કે પાછલે બારણે જે ગાડી આવી છે તેમાં બેસીને તમે જાઓ.

**वसंतसेना**—શું તે ગાડી શ્રેષ્ટ ચારૂદત્ત તરફથી આવીછે ? તેણે મને તેડાવીછે કે શું ?

**चेटी**—નહીં, નહીં. જેણે ગાડી સાથે દશ હજાર મ્હોરના દાગીના મોકલ્યાછે તેણે તેડાવી છે.

**वसंतसेना**—તે કોણ વારૂ ?

**चेटी**—સંસ્થાન નામે રાજાનો સાળો.

**वसंतसेना**—( ક્રોધથી ) જા, મારી પાસે એવી વાત ફરીથી કરતી નહીં.

**चेटी**—બાઈ ક્ષમા કરો. મારીપર ક્રોધ ન કરો. મેંતો માત્ર માતાજીની આજ્ઞા જણાવી.

**वसंतसेना**—વારૂ જા. માતાજીને કહે કે હું જીવતી રહું એવું જો તું ઈચ્છતી હો. તો ફરીથી આવો સંદેશો મોકલતી નહીં.

**चेटी**—જેવી આજ્ઞા. ( જાયછે )

**वसंतसेना**—અરે મદનિકા ! આ ચિત્રપાટી મારી શૈયાપર મુકીને ત્યાંથી તાડપત્રનો પંખો લઈ આવ.

**मदनिका**—બહુ સારૂં બાઇ, ( જાયછે )

**शार्वलिक**—( પ્રવેશ કરીને સ્વગત ) વસંતસેનાનો બાગતો આજ—પણ મદનિકા કેમ જણાતી નથી ? ( મદનિકા હાથમાં પંખો લઈ પ્રવેશ કરેછે તેને જોઈને ) અરે ! સામેથી મદનિકા આવેછે શું ? ( પાસે જઈને ) મદનિકા ! હું ક્યારનો તને શોધ્યા કરૂંછું, ઠીક થયું જે મળી.

**मदनिका**—આવો શાર્વલિક, કયાંથી આવ્યા ?

**शार्वलिक**—બધુંએ કહુંછું તને. ( પરસ્પર સ્નેહ દૃષ્ટિથી નિરખેછે. )

**वसंतसेना**—મદનિકાને સત્વર આવવાને કહ્યું તોપણ હજી આવી કેમ નહીં. ( મદનિકા તથા શાર્વલિકને જોઈને ) અરે એતો કોઈ પુરૂષની સાથે વાત કરતી ઉભીછે, અને તેની તરફ અત્યંત પ્રીતિથી જુવેછે; તેથી એવો તર્ક થાયછે, કે જે પુરૂષ એને દાસીપણામાંથી મુક્ત કરી પોતાની સ્ત્રી કરવાનો છે તેજ એ હોવો જોઈએ. ત્યારે છો બંને વાતો કરે, કોઈના સુખમાં ભંગ કરવો નહીં; તોપણ એ શું વાત કરેછે તે સાંભળું.

**शार्वलिक**—કેમ મદનિકા, કંઈ કીંમત લઈ તને દાસત્વથી મુક્ત કરશે ?

**मदनिका**—તે વાત એકવેળા મેં વસંતસેનાને પૂછી ત્યારે તેણે કહ્યું, કે "જો હું સ્વતંત્ર હોત, તો દ્રવ્ય લીધાવિના સર્વ દાસીઓને મુક્ત કરત; પણ શું કરૂં હું નિરૂપાયછું." પણ શાર્વલિક ! મને છોડાવવા જેટલું દ્રવ્ય તારીપાસે ક્યાંછે?

**शार्वलिक**—કાલ સુધી નહોતું, પણ તારે માટે સાહસ કર્મ કરીને પણ મેં રાત્રે મેળવ્યું છે; તે જો આ. ( અલંકારની પોટલી આપેછે )

**मदनिका**—અરે આ દાગીના તો ઓળખીતાના જણાયછે! તું ક્યાંથી લાવ્યો?

**शार्वलिक**—તેની પણ તારે પંચાતી ! છાનીમાની લે એટલે થયું.

**मदनिका**—તું મારાથી ભેદ રાખેછે ત્યારે શામાટે મને છોડવવા ઈચ્છેછે ?

**शार्वलिक**—માણેક ચોકમાં ચારૂદત્ત નામે શાહુકાર રેહેછે, તેનાજ ઘરના એ દાગીના છે. ( વસંતસેના તથા મદનિકા મુર્છિત થાયછે ) મદનિકા ! સાવધ થા, સાવધ થા.

**मदनिका**—( સાવધ થઈ ) અરે નિર્દય ! તેં મારે માટે એવું અનુચીત કર્મ કરતાં તે ઘરમાં કોઈનો નાશ કર્યો હશે.

**शार्वलिक**—મદનિકા ! હું શાર્વલિક ! ભયભીત થયલા કે નિદ્રાવશ મનુષ્ય ઉપર ઘા કરતોજ નથી, અથવા ત્યાં કોઈને પણ વ્યથા કરી નથી.

**मदनिका**—ખરૂં કહેછે ?

**शार्वलिक**—હા.

**वसंतसेना**—( સાવધ થઈને સ્વગત ) અહા ! હું ફરી જન્મ પામી.

**मदनिका**—હવે મને સારૂં લાગ્યું.

**शार्वलिक**—તને કેમ સારૂં લાગ્યું ? શું મારા કરતાં તે તને વધારે પ્રિયછે ? ( મનમાં ) વેશ્યા ઉપર કેવો વિશ્વાસ ! જેના સ્નેહમાં પડીને મેં મારા પ્રખ્યાત પૂર્વજોને દૂપણલાગે એવું અકાર્ય કર્યું, તે છતાં મારી સાથે મિત્રતા રાખી બીજા કોઈને ઇચ્છેછે. ખરૂંછે.

### દુહો.

કામ અગ્નિ રૂપ જ્વાલછે, સ્નેહ કાષ્ટ કહેવાય;
તેમાં બલિરૂપે થઈ, નરધન યૌવન જાય.
વળી— યુવતિને લક્ષ્મી તણી, ગતિ ગણો અસ્થિર;
શઠ તેમાં પ્રીતિ કરી, ખોતા આપ શરીર.

તેથી— **તોટક.**

ગણિકા તણી પ્રીત કરો નકદી, ગણુશે મન તે તૃણરૂપમદી;
અનુકુળ થકી નિત સ્નેહ સજો, વનિતા પ્રતિકુળ સદાય તજો.

કેમકે— **દોહરા.**

ધનઅર્થે રડતી અને, હસતી પુરૂષો પાસ;
વિવિધ ચરિત્રે ખેંચતી, નિજપર જન વિશ્વાસ.
"ઓ પ્યારા હું તુજવિના, જીવું નહીં પલવાર;"
"જો ક્ષણ થા તું વેગળો, તો દુખ સહું અપાર."
એવા કોકિલ કંઠથી, બોલી મધુરાં વેણ;
શ્રીમન્તને નિર્ધન કરે, મારી મોહક નેણ.

વળી તેની પ્રીતિ કેવી છે.

હોય ઇચ્છતી એકને, જો તે અંતર માંય;
હાવ કટાક્ષે અન્યને, બોલાવે છે ત્યાંય.
દરશાવી વળિ એકને, ચલિત પ્રીતનો રંગ;
વસુ હરવા જઈ પરકને, કરશે તેનો સંગ.

એક કવિયે કહ્યું છે કે—

કુલિન ગૃહે વેશ્યા રહે, પણ નકુલિનસમ થાય;
વાયસ મંદિરમાં વસે, ગરૂડ નહીંજ ગણાય.
પતિત નારિને પોષતાં, તજે ન કામ વિકાર;
ઉછેરો પય પાઈ પણ, અહિ નહીં વિષ તજનાર.
ગણિકા મારે આખરે, કરો કોટિ ઉપકાર;
ઉજવળ કાજળ ના થશે, ધુવો જળે શતવાર.

માટે— ગુણહિણ ગણિકા નહીં કદી, ધરે સતીની રીત;
સ્મશાનફુલસમ ગણી તજો, વેશ્યા કેરી પ્રીત.

( મદનિકાને ) હમણાંજ જઈને તે દુષ્ટ ચારૂદત્તને ઠાર કરૂં.

**मदनिका**—( તેનો છેડો ઝાલીને ) અરે તું ખોટા તર્ક કરી તેનાપર શામાટે રીસ કરે છે ? આ દાગીના તો વસંતસેનાના છે, તેણે ચારૂદત્તને આપ્યા હતા.

**शार्वलिक**—શા માટે ?

**मदनिका**—( તેના કાનમાં કંઇ કહીને ) એટલાજ માટે.

**शार्वलिक**—( વિસ્મય થઇને ) ત્યારે તો ઘણું અઘટિત થયું,

**मदनिका**—મારૂં જો માને તો આ દાગીના શ્રેષ્ટ ચારૂદત્તના હાથમાં જાય તેમ કર.

**शार्वलिक**—તેમ કરવા જતાં મને પકડાવે તો—
**मदनिका**—નહીં, એમ બનેજ નહીં, ચંદ્ર પાસે જતાં કોઈ તાપ પામ્યો છે?
**शार्वलिक**—તો પણ કાંઈ બીજો ઉપાય સુચવે તો સારૂં.
**मदनिका**—ત્યારે તું ચારૂદત્તનો દૂત થઈને વસંતસેના પાસે જા, અને આ દાગીના ચારૂદત્તે મોકલ્યા છે એમ કહી તેને આપ.
**शार्वलिक**—ઠીક છે.
**मदनिका**—તું અહીયાં ઉભો રે. ( વસંતસેના પાસે જઇને ) બાઈ ! આર્યે ચારૂદત્ત તરફથી એક બ્રાહ્મણ આવ્યો છે.
**वसंतसेना**—( હસીને ) તેં કેમ જાણ્યું ?
**मदनिका**—એં જાણવું શું અશકય છે ?
**वसंतसेना**—( સ્વગત ચેષ્ટાથી ) હા, ઠીક. ( પ્રગટ ) આવવા દે તેને.
**मदनिका**—જેવી આજ્ઞા. ( શાર્વલિકને તેડી લાવેછે. )
**शार्वलिक**—( વસંત સેનાને ) તારૂં કલ્યાણ થાઓ.
**वसंतसेना**—હું આપને વંદન કરૂં છું, બીરાજો આસને.
**शार्वलिक**—શ્રેષ્ટ ચારૂદત્તની તને વિનંતી છે, કે અમારો ડેલો ઘણો જુનો થયો છે, તેથી દાગીના સંભાળવા બહુ કઠીણ પડેછે; માટે આ તારા દાગીના તું સંભાલ. ( દાગીના તેના હાથમાં આપી જવા માંડેછે. )
**वसंतसेना**—મહારાજ, જરા ઉભા રહો. મારો આ સંદેશો આર્ય ચારૂદત્ત માટે લઇ જાઓ.
**शार्वलिक**—( મનમાં ) ત્યાં જાય છે કોણ ? ( પ્રગટ ) શું સંદેશો લઈ જાઉં !
**वसंतसेना**—આ મદનિકા.
**शार्वलिक**—એનો મર્મ હું સમજ્યો નહીં.
**वसंतसेना**—પણ હું સમજી છું,
**शार्वलिक**—શું વારૂ ?
**वसंतसेना**—આર્ય ચારૂદત્તે મને કહ્યું હતું, કે જે માણસ આ અલંકારો તને લાવી આપે, તેને તારી દાસી મદનિકા આપવી; તેથી તેણેજ આ તમને આપી છે એમ સમજવું.
**शार्वलिक**—( મનમાં ) અરેરે ! મને એણે ઓળખ્યો શું ?
**वसंतसेना**—( મદનિકાને ) મદનિકા ! જા, આની સાથે.
**मदनिका**—ત્યારે શું હું આપનો વિયોગ ખમવા છુટી પડું ?
**शार्वलिक**—( મનમાં ) નહીં, મારો વિયોગ ટાળવા. ( પ્રગટ ) વસંતસેના, તારૂં કલ્યાણ થાઓ. ( મદનિકાને )

### ગીતિ.

વિલોકી પ્રેમલ દ્રષ્ટે, આદર સહ તું કર વંદન એને;
દુર્લભ વધૂપદ આપ્યું, જેણે અતીશય કૃપા કરી તુજને.

**मदनिका**—( વસંતસેનાના ચરણમાં પડીને ) આપનો મોટો આભાર માનુંછું.

**वसंतसेना**—એ મેં આભાર નથી કર્યો પરંતુ ધર્મ બજાવ્યો છે.

**शार्वलिक**—ધન્ય છે આપના સદગુણને. ( નમીને જાયછે. મૈત્રેય પ્રવેશ કરે છે.)

**विदूषक**—( વસંત સેનાને ) વસંતસેના તારૂં કલ્યાણ થાઓ.

**वसंतसेना**—કોણ મૈત્રેય ? ( ઉઠીને ) બેસો આ આસને.

**विदूषक**—તું પણ બેસ. ( બંને બેસેછ )

**वसंतसेना**—મૈત્રેય ! આર્ય ચારૂદત્ત ખુશી છે ને ?

**विदूषक**—હા ખુશી છે.

**वसंतसेना**—ભલા આજ દર્શન દેવાનું શું કારણ ?

**विदूषक**—આર્ય ચારૂદત્તે તને હાથ જોડી વિનંતી કરીછે.

**वसंतसेना**—( પોતે હાથ જોડીને ) શી આજ્ઞા કરીછે ?

**विदूषक**—કે તમે જે સુવર્ણના અલંકારો મારી પાસે રાખ્યા હતા, તે હું મારા સમજીને જુગારમાં હારી ગયો.

**चेटी**—બાઈ સાહેબ તમે ભાગ્યશાલી તો ખરાં, કે તમારો પ્રીયકર જુગારી નીકળ્યો.

**वसंतसेना**—( મનમાં ) ચોર લઈ ગયા તેમ છતાં કહે છે, કે જુગારમાં હાર્યો; ધન્ય છે ચારૂદત્ત ! તારા ગુણ ઉપર તો હું જાણે વારી જાઉં ! ( પ્રગટ ) વારૂ પછી શું ?

**विदूषक**—માટે તેના બદલામાં ( બતાવીને ) આ રત્નમાલા આપી છે, તે કૃપા કરીને લ્યો. ( મનમાં ) લઈ લેશે તો !

**वसंतसेना**—( મનમાં ) તે દાગીના એને દેખાડું ? પણ નહીં. આગલ શું થાય છે તેજ જોઉં

**विदूषक**—કેમ ? આ રત્નમાલા લેતી નથી ! ( મનમાં ) અહી આપવાને રાજીજ કોણ છે. ?

**वसंतसेना**—મૈત્રેય ! સ્નેહી જને મોકલેલી રત્નમાલા કેમ ન લઉં ? લાવ, લાવ. ( લઈને ) હવે તારા જુગારીને કહેજે, કે હું સંધ્યાકાળે તારા દર્શનમાટે આવનારી છું.

**विदूषक**—( મનમાં ) શું ? આટલાથી પુરૂં ન થયું ? જે વળી ત્યાં કંઇ માગવા આવનાર છે ! ( પ્રસિદ્ધ ) વસંતસેના ! હું કહીશ તેને ( મનમાં ) કે ગણિકાના સંગથી દૂર રેહે. ( જાયછે ).

**वसंतसेना**—દાસી ! લે આ રત્નમાલા, ચાલો, હવે તે ચારૂદત્તનું મનરંજન કરવા તેના ઘર તરફ જઈયે.

**चेटी**--( આકાશ બતાવીને ) બાઇ જુઓતો ખરાં ! આકાશ ઘેરાઇ રહ્યુંછે, અને મેઘ ગરજના કરે છે, તેવા સમયમાં કેમ જવાય ?

**वसंतसेना**—ગમે તેમ હો, પણ હું તો જઈશ.

### શિખરિણી.

પડે વૃષ્ટિ ભારે, વળી કદી નિશા થાય, ગમને;
કદી ઘેરે જોકે, બહુ યુથ મળી મેઘ, નભને;
વળી વાયુ જોરે, સકળ સ્થળમાં વાય બમણો;
તથાપી ના થંભું, હરષ પ્રિયના દર્શન તણો.

(જાયછે.)

**द्वितीय अंक समाप्त.**

# અંક ૩ જો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—રસ્તો.

વસંતસેના, વિટ ચેટી, અને એક છત્રધારિકા.

( વિજલી ચમકે છે, મેઘ ગરજે છે અને વૃષ્ટિ પડેછે. તેવામાં અભિસારિકાને વેષે વસંત-સેના, છત્રધારિકા ચેટી અને વિટ આવેછે. )

**વિટ**—( મનમાં ) **શાલિની.**

જેવી જેવી વૃષ્ટિ વિશેષ થાય,
તેવી તેવી પીઠ મારી ભીંજાય;
જેવો જેવો વાયુ આ શીત આવે,
તેવું તેવું અંગ મારૂં ધ્રુજાવે.

( પોતાની વિણા સામું જોઇ લગાર હસીને ગર્વિષ્ટ પણે ) અહો ! વિણા વગાડવામાં હું કેવો કુશળછું.

**શાર્દૂલવિક્રીડિત.**

છિદ્રો સાત તણી વગાડીશ હવે, વેણુ મધુરે સ્વરે;
તે બ્હેકાવીશ સાત તારની વિણા, હાથે વતી હું ખરે;
ગાણું ગાઈશ હું મધુર જનને, ઉચ્ચિત જે લાગશે;
ગાવા નારદ તંબુરૂ કયમ કરી, મારી કને આવશે !

( વસંતસેનાને જોઇને ) અહો ! આ સમયે તે કેવી શોભેછે !

છે નૈં પદ્મ કરે તથાપી દીસતી, પ્રત્યક્ષ લક્ષ્મી ખરી;
એછે સ્મર સમશેર કામ તરૂની, તાદૃશ જે મંજરી;
જોઈને સદભાગ્ય કુલિન ઉરે, ઝૂરે સહુ ભામિની;
તે જાએ ગજગામિની રતીસુખે, લજ્જાવતી કામિની.

વસંતસેના જો, જો—

**વસંતતિલકા.**

ગીરીતણા શીખર ઉપર જે નમેલા,
દુંદુભી તુલ્ય ગરજે ધન તે મળેલા;

ઉડે મયૂર સુણી ઘોષ પ્રચંડ થાતા,
જાણે નભે જડિત પાંખથી વાયુ વાતા.

વળી— **શાર્દૂલવિક્રીડિત.**

વારી ધારથી દેડકા પ્રસરીને, પંકે દીસે કૂદતાં;
ટોકા મોર મધૂર શુર કરતા, વૃક્ષો ખિલી ડોલતાં;
પીડેછે ખળ સંતને ત્યમ નડે, આ ચંદ્રને વાદળી;
નિહાળે કુલટા સમાન ચપળા, રેતી ન ક્યાંયે મળી.

**वसंतसेना—**

**મલ્હાર.**

મેઘ ગરજી મને કાં રોકે—
મુજ પ્રિયને મલવા જાઉં આજે
તેમાં શું ભડકાવી ગાજે ધનનનનન—મેઘ
સ્પર્શ ના તું કરતો
સ્પર્શ કરવા તું મુજ પર ફૂંકે
ધારા હસ્ત ઝનનનનનનનન—મેઘ
વળી નિર્દય થઈને ધુજાવે
પવન ફુંકી સનનનનનનનન—મેઘ

વિટ ! આ જોતો **શાર્દૂલવિક્રીડિત.**

છે જેનો હય વાયુ, ધાર જલની, શસ્ત્રો ખરાં જે તણાં;
જાણે આ ક્યમ હોય મ્હા ગરજના, જેના નગારાં ઘણાં;
છે જેની વિજરૂપિ શોભિતધ્વજા, એવા ઘને વ્યોમને;
ઘેરીને હરિ રીધી કિર્ણ સઘળાં, જીતી લિધો સોમને.

વળી— **શાર્દૂલવિક્રીડિત.**

મોરોએ અતિ આદરે કરિ કરી, જેનેજ બોલાવિયો;
વેગેથી બગના, જઇજ સમુહે, પ્રેમેથી આલીંગિયો;
હંસોએ નિજ પંકજો તજીદઇ, ત્રાસેથી જોયો ખરે;
શોભે વ્યોમનિ ઢાંકિને દશદિશા, તે મેઘ નીલાંબરે.

**विट**—તેમજ **શાર્દૂલવિક્રીડિત.**

જો છાયું નભ આ બધી તરફથી, કાળાજ રંગે અને;
ભેદી જો વસુધા અપાર જલની, ધારા થકી મેઘને;

દીપે દીપક મ્હેલ શીખર પરે, તેવીજ આ દામિની;
મેઘે ચન્દ્રપ્રભા હરિ જયમ દિસે, લુટાયલી કામિની.

વળી જો— **ઈન્દ્રવજ્રા.**

આકાશ તારા સહુ નાશ પામ્યા, કૃતઘ્ની માથે જયમ પાડ જામ્યા;
પીયૂ વિયોગી યુવતી દિશેજે, તેવી જણાયેછ દશે દીશા તે.

**વસંતસેના**— તોટક.

ગરજે વરસે ચઢિને ઉતરે, ધન તે અતિશે નભ શ્યામ કરે;
જયમ નૂતન સંપતિવાન કરે, ત્યમ રૂપ બહુવિધ મેઘ ધરે.

( આકાશ ભણી જોઈને ) અહો મેઘ ! તારી ધારા નિવારણ કરીને સ્વસ્થ ચિત્તે મને મારા પ્રિયકર કને જવાદે. ( ઉંચું જોઈને ) શું હજી નથી રહેતો?

ગીતિ.

રે ! નિર્લજ જલધર તું, ખોટી કરવા કરી સ્પર્શ મુજને
ગરજી કેમ ડરાવે ? પ્રિયઘર જાતાં ક્રોધ કશો તુજને !

( વીજલીને ) મેઘ વરસે તો છો વરસે, કારણ—પુરૂષોનું ચિત્ત કઠિણ હોયછે; પણ બેહેન ચપળા ! તું શું સ્ત્રીઓનું દુઃખ નથી જાણતી ?

**વિટ**—વસંતસેના ! તું એની નિંદા કરીશ નહીં, એણે તો તારા ઉપર ઉપકાર કર્યો છે. કેમકે—

દુહો.

જો ચપલા પ્રેમે તને, ક્ષણક્ષણ કરિ ચમકાટ;
અંધકારમાં સુચવતિ, પ્રિયકર ઘરની વાટ.

**વસંતસેના**—(વીજલીના પ્રકાશેથી ચારૂદત્તનું ઘર ઓળખીને) વિટ! આજ તે ઘરકે?
**વિટ**—હા તેજ.
**વસંતસેના**—ત્યારે હું આવી છું એવી ખબર આર્ય ચારૂદત્તને કેહે.
**વિટ**—જેવી આજ્ઞા. ( જાયછે. )

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ચારૂદત્તનો બાગ.

**ચારૂદત્ત, વિદૂષક વિટ, વસંતસેના.**

**ચારૂદત્ત**—( મનમાં ) વર્ષારૂતુ પણ કેવી આલ્હાદકારીછે !

**વસંતતિલકા.**

જેથી મયૂર હરખી બહુ નાચ કર્તાં,
જેથી મરાલ અતિશે મન ત્રાસ ધર્તાં;
તે આ અકાલિક ઝડી બહુ થાય ભારી
જે કામિને ગગનમાં પણ વિઘ્નકારી.

વળી—

દીસેજ મેઘ મહિષોદર તુલ્ય કાળા,
શંખાકૃતી ધરી કરે બગલાની માળા;
પ્હેર્યું પિતાંબર દામિની રૂપી ભારે,
જાણે બીજા હરિ નભે ફરતા જતારે.

અહા. કેવો ચમત્કાર! **શાર્દૂલવિક્રીડિત.**

જ્યાં ત્યાં હંસ મયુર કાક બગલા વેગે દિસે ઊડતા;
પાણીમાં કહીં મીન કચ્છ તરતાં, રેલે કરી ડુબતા;
પ્રૌઢા પર્વત વૃક્ષ શીખર બધા, પ્રાસાદ જેવા દિસે;
વાએ વિહ્વલ વાદલાં નભ મહીં નાનાપ્રકારે ધસે;

મૈત્રેયને વસંતસેના પાસે જવાને ઘણો વખત થયો, તોપણ હજી આવ્યો કેમ નહીં ?

**विदूषक**—( પ્રવેશ કરીને ) અરે કેવી તે ગણિકાની કૃપણતા ! બીજી કંઈ પણ વાત ન કરતાં તરતજ તેણે રત્નમાલા મારા હાથમાંથી લઇ લીધી. તે એવી સંપતિવાન છતાં તેણે મને એટલું પણ નકહ્યું, કે આર્ય મૈત્રેય ! તું થાક્યો હઈશ માટે જરા વિસામો ખા, જળપાન કર, પાન સોપારી લે—કેવી એની ખરાબ ચાલ ! ( જરા રહીને ) અરે શું કહેશે ? વિદ્વાનો નથી કહી ગયા, કે કંદ વિનાનું કમલ, અવંચક વાણીઓ, વિશ્વાસુ સોનાર અને નિર્લોભી ગણિકા, એ બનવુંજ અશક્ય. માટે ચાલ, હવે હું મારા મિત્રને એ ગણિકાના પ્રસંગથી દૂર કરૂં. ( ચારૂદત્ત પાસે જઈને ) મિત્ર ! તારૂં કલ્યાણ થાઓ.

**चारुदत्त**—તું આવ્યો ? સારૂં થયું બેસ.

**विदूषक**—આ બેઠો. આપણે ક્યાં મૂરત પુછવું'તું ?

**चारुदत्त**—એટલી વાર કેમ લાગી વારૂ ? જે કાર્ય માટે તું ગયો હતો, તેનું શું થયું ?

**विदूषक**—તે કામ તો બગડયું !

**चारुदत्त**—શું કહે છે !! તેણે રત્નમાલા ન લીધી ?

**विदूषक**—અરે એવાં આપણા નશીબ ક્યાંથી ? તેણે તો પોતાના કમલ સરખા કોમલ કરની અંગુલીથી માથે ચઢાવીને લીધી.

**चारुदत्त**—ત્યારે તેં કેમ કહ્યું કે કામ બગડયું ?

**विदूषक**—બગડયું નહીં તો સુધર્યું ! મેં જાણ્યું, કે તે ગણિકા તારા સ્નેહને લીધે રત્નમાલા લેશે નહીં, પણ તે એવી લોભી, કે લીધી તે લીધીજ લીધી. વળી એક સંતાપનું બીજું કારણ થયું, તેણે પોતાની સખીને ઈશારત કરી મોં આડો પલ્લવ ધરી મારી તરફ જોઈને ખડ ખડ હસી ! એવી રીતે મારી મશ્કરી કરી ! માટે મિત્ર ! હું બ્રાહ્મણ છતાં તને હાથ જોડીને વિનંતી કરૂં છું, કે હવેથી આ જનનિંદ્ય જે ગણિકા, તેનો સંગ તજી દે. તે સાયંકાળે તારી પાસે આવનાર છે, આવ્યા પછી વળી કંઈ લઈ જશે, કેમકે—ગણિકાઓ જોડામાંની કાંકરીઓ સરખી છે, સત્વર નીકળે પણ નહીં, ને ખુંચ્યા વિના રહે પણ નહીં.

**चारुदत्त**—મિત્ર ! બસ કર હવે તેની નિંદા. મારી આ સ્થિતિજ મને તેના પ્રસંગથી વેગળો રાખેછે. કારણ—

શાર્દૂલવિક્રીડિત.

વેગેથી કરતો તુરંગ મનસા, અત્યંત જ્યાં ચાલવા,
તોયે તે નીજ ચર્ણ શક્તિ ક્ષયથી, પામે ન ઉપાડવા;
તે રીતે ચલ ચિત્તવૃત્તિ જનની, ચારે દિશા દોડતી;
થૈ ઉદાસ પછીથી પાછી ફ્રરિને, તે ચિત્તમાં આવતી.

**विट**—( પ્રવેશ કરીને. બાગનો દરવાજો બંધ હતો તેમાંથી જોઈને ) અરે આર્ય ચારૂદત્ત તો બગીચામાં બેઠાછે, અને પેલો લુચ્ચો ભટ્ટપણ પાસેજ છે. આ દરવાજો બંધ છે, માટે ભટ્ટને ઈસારો કરૂં, કે આવીને દરવાજો ઉઘાડે.

( ઢેફું મારે છે. )

**विदूषक**—અરે આંબાની સાંખને જેમ ઢેફું મારીએ તેમ આ ઢેફું મને કોણે માર્યું ?

**चारुदत्त**—ઘરના છજા ઉપર પારેવા ક્રીડા કરેછે તેથી માટી પડી હશે.

**विदूषक**—ત્યારે તો હમણાંજ તેને મારી પાડું છું ( મારવા જાયછે. )

**चारुदत्त**—( તેની જનોઈ પકડીને ) બેસ નીચે બેસ. તે ગરીબ પારેવાને શું ઉપદ્રવ કરવા જાયછે. ?

**विट**—કેવો મૂર્ખ ! પારેવા ભણી જોય છે પણ મારા ભણી તો તોજજો નથી, વળી લાવ બીજું ઢેફું મારૂં. ( મારેછે. )

**विदूषक**—( આ તરફ જોઇને ) શું દરવાજા પાસે વિટ આવ્યોછે ? ( વીટને ) સબુર, સબુર. ઉઘાડુંછું. (દરવાજો ઉઘાડેછે.)

**विट**—મહારાજ તમને વંદન કરૂં છું.

**विदूषक**—કલ્યાણ. આવા અંધારામાં વરસાદ છતાં તું અહીંઆ ક્યાંથી આવ્યો. ?

**विट**—અરે તે પેલી.

**विदूषक**—કોણ ? તે પેલી કોણ ?

**विट**—તે પેલી.

**विदूषक**—તે પેલી તે પેલી શું કહેછે ? સીધું બોલ.

**विट**—તું વળી કોણતેપેલી કોણતેપેલી એમ શું પૂછેછે ? સીધું પૂછ.

**विदूषक**—વારૂ ઠીક. સીધું બોલ, કોણ તે પેલી ?

**विट**—(મનમાં) હવે એને બીજી રીતે પૂછું. ( પ્રસિદ્ધપણે ) અરે હું તને પ્રશ્ન પૂછુંછું.

**विदूषक**—તો હું તારી ગરદન ઉપર પગ મુકુંછું.

**विट**—વારૂ કહે. આંબાને મ્હોર આવવાની રૂતુ કઈ ?

**विदूषक**—અરે ગધેડા ! ગ્રિષ્મ.

**विट**—( હસીને ) નહીં નહીં. ગ્રિષ્મ નહીં.

**विदूषक**—(સ્વગત) હવે અહીંઆ શું કરવું ? ( વિચાર કરીને ) ચારૂદત્તનેજ પૂછું. ( પ્રગટ ) અરે જરા ઉભો રહે. હું જઈ આવું. (ચારૂદત્તની પાસે જઈને) મિત્ર ! આંબાને મ્હોર આવવાની રૂતુ કઈ ?

**चारूदत्त**—મૂર્ખ વસંત.

**विदूषक**—એમકે. ઠીકછે ત્યારે. ( વિટ પાસે જઈને ) મૂર્ખ વસંત.

**विट**—હવે તને બીજો પ્રશ્ન પૂછુંછું બોલ ધનાઢ્ય દેશનું રક્ષણ કોણ કરેછે?

**विदूषक**—બાંધેલા ગઢ.

**विट**—નહીં એ નહીં.

**विदूषक**—( સ્વગત ) હવે હું વિચારમાં પડયો. ( વિચાર કરીને ) હશે. પાછો ચારૂદત્ત પાસે જઈને પૂછી લઉં. ( પ્રગટ ) થોભ જરા. (ચારૂદત્તની પાસે જઈને) મિત્ર ! ધનાઢ્ય દેશનું રક્ષણ કોણ કરેછે વારૂ ?

**चारूदत्त**—મૂર્ખો સેના.

**विदूषक**—( વિટ પાસે જઇને ) મૂર્ખો સેના.

**विट**—હવે તે બેઉ શબ્દ જોડીને બોલ.

**विदूषक**—સેના વસંત.

**विट**—અહઃ ફેરવીને બોલ.

**विदूषक**—( શરીર ફેરવીને બોલેછે ) સેના વસંત.

**विट**—અરે મૂર્ખ પદ ફેરવીને બોલ.

**विदूषक**—( પગ ફેરવીને બોલેછે) સેના વસંત.

**विट**—અરે અક્ષરોનાં પદ ફેરવ.

**विदूषक**—( વિચાર કરીને ) હાં, હાં. હવે સમજ્યો. એતો વસંતસેના !

**विट**—હા. એજ આવીછે.

**विदूषक**—ત્યારે હવે ચારૂદત્તને તે કહેવું જોઈએ. ( ચારૂદત્તપાસે જઈને ) મિત્ર તારો સાહુકાર આવ્યોછે.

**चारुदत्त**—અમારા કુલમાં વળી સાહુકાર ક્યાંથી !

**विदूषक**—કુળમાં નહીં પણ બારણામાં છે.

**चारुदत्त**—સીધું બોલ શું છે ?

**विदूषक**—અરે વસંતસેના આવીછે.

**चारुदत्त**—મિત્ર મને ઠગે છે શું ?

**विदूषक**—જો મારા વચનઉપર વિશ્વાસ ન હોય, તો આ વિટને પૂછી જો. (વિટને) અરે ગધેડા ! આમ આવ નજીક.

**विट**—( ચારૂદત્તપાસે આવી ) શેઠજી મજરો કરૂંછું.

**चारुदत्त**—તું આવ્યો કે ? ઠીક થયું. વસંતસેના આવીછે શું ?

**विट**—હાજતો. જુઓ તે.

### શાર્દૂલવિક્રીડિત.

પુષ્પો નીપ કદંબ રંગ સરખી, આ જોતિ મેઘાવલી;
આવી કાન્ત ગૃહે સહર્ષ ઘનના, વારીથિ ભીંજાયલી;
પામી જે ભય ગર્જના વિજથિ તે, ઊરે તને ઈચ્છતી,
ધૂએછે નિજચર્ણ કાદવભર્યા, દ્વારે ઉભી તે રતી.

**चारुदत्त**—( વિદૂષકને ) મિત્ર ! એણે કહ્યું તે સમજ્યો ?

**विदूषक**—હા સમજ્યો. ( વસંતસેનાને તેડી આવે છે. તેની પાછળ છત્રધારિકા તથા ચેટી આવે છે. ) વસંતસેના તું ભલે આવી.

**वसंतसेना**—( વિટને ) વિટ ! આ છત્રધારિકા પાછી જતાં તારા ઉપયોગમાં આવશે.

**विट**—( મનમાં ) આ યુક્તિએ મને પાછું જવા સૂચવે છે. ( પ્રગટ ) વારૂ ત્યારે જાઉં છું. ( જાયછે. )

**वसंतसेना**—મૈત્રેય ! ક્યાંછે તારો જુગારી ? દેખાડ.

**विदूषक**—( મનમાં ) વાહ ! વાહ ! ! જુગારી ક્યાંછે ! ! ! મારા મિત્રને માન તો મોટું મળ્યું ! ( પ્રગટ ) અરે તે સુકાયલી વૃક્ષવાટિકામાં બેઠોછે.

**वसंतसेना**—વળી સુકાયલી વૃક્ષવાટિકા તે કઇ ?

**विदूषक**—જ્યાં કોઈ ખાય પણ નહીં, અને પીગે પણ નહીં, તે સુકાયલી વૃક્ષવાટિકા !

**वसंतसेना**—( ચારૂદત્ત પાસે જઈ ફુલનો દડો મારીને ) અહો જુગારી ! આ સાયંકાળ તમને સુખદાયક છે કે ?

**चारुदत्त**—( ઉઠીને હર્ષથી ) શું ? વસંતસેના આવી ? અહો પ્રિયા શું કહું તને !

ભુજંગપ્રયાત.

સદા જાગતાં રાત્રીનો કાળ જાય,
પ્રિયા ! વિહેનું દુઃખ તો ના ખમાય;
થઈ ભેટ તારી મને આજ પ્યારી,
અરે ધન્ય આ દિન છે સૂખકારી.

ભદ્રે ! તારૂં કલ્યાણ થાઓ. બેસ, આ આસને. ( વસંતસેના બેસેછે. )

**विदूषक**—( વસંતસેનાને ) અરે વસંતસેના ! તું આવા અંધારામાં અને વરસાદની ઝડીમાં શામાટે આવી વારૂ ?

**चेटी**—બાઇ, આ બ્રાહ્મણ બહુ ભોળીઓ દેખાય છે, માટે હુંજ એને ઉત્તર આપું.

**वसंतसेना**—અરે મહા શાણોછે એમજ કહેને !

**चेटी**—મહારાજ ! મારી બાઈ જાણવા ઈચ્છેછે, કે તે રત્નમાલાની કિંમ્મત શી છે ?

**विदूषक**—( મનમાં ) મેં તો પેહેલેથીજ જાણ્યું, કે એ રત્નમાલાથી કંઇ સંતોષ પામી નથી, તેથી કંઈ બીજું માગવા આવીછે.

**चेटी**—કારણકે રત્નમાલા પોતાની સમજીને વસંતસેના જુગારમાં હારી ગઈ, અને જીતનાર જુગારી રાજાનો અપરાધી હતો; તેથી તે કોણ જાણે ક્યાંય નાસી ગયોછે તે જણાતું નથી.

**विदूषक**—( સ્વગત ) એતો અમારીજ કલ્પના. પણ તે એને શા કામની ?

**चेटी**—માટે જ્યાં સુધી તેનો પત્તો ન મળે, ત્યાં સુધી આ અલંકાર તમારી પાસે રાખો. ( દાગીના તેમની પાસે મુકેછે. )

**विदूषक**—( દાગીના જોતાં વિચારમાં પડીને સ્વગત ) આ શું !

**चेटी**—( હસીને ) બહુધ્યાન લગાડીને જુઓછો ?

**विदूषक**—કારીગરની કુશળતા જોઈ મારી નજર તેમાં લાગીછે.

**चेटी**—તો તમારી નજરેજ તમને ભૂલાવ્યા ! કેમકે આજ તે દાગીના—કે જે તમારી પાસે રાખ્યા હતા.

**विदूषक**—( ચારૂદત્તને ) મિત્ર ! આજ દાગીના. કે જે આપણા ઘરમાંથી ચોરાયા હતા.

**चारुदत्त**—ખરે—એજછે ! ત્યારે તો આમ થયું.

### ગીતિ.

થાપણ પાછી દેવા, અમે કલ્પના કરી હતી જેવી;
તેજ રીતેથી પાછી, થાપણ વળતાં હાંસી થઈ કેવી !

**विदूषक**—( ચેટીને ) વારૂ આ દાગીના ક્યાંથી મળ્યા ?

**चेटी**—( વિદૂષકના કાનમાં કહીને ) એમ થયું.

**विदूषक**—( ચારૂદત્તના કાનમાં કહી ) એમ એ કહેછે. જોઈએ તો પુછીલો.

**चारुदत्त**—ભદ્રે ખરૂંજ કહેછે, તેજ આ દાગીના ?

**चेटी**—હા મહારાજ.

**चारुदत्त**—હું કોઇનું પ્રિય વચન કદી નિષ્ફળ કરતો નથી. માટે આ લે, ( આંગલીમાંથી વીંટી કાઢવા જાયછે પરંતુ ન હોવાથી ખિન્ન થાયછે.)

**वसंतसेना**—( મનમાં ) માટેજ તારી સંગત ઈચ્છુંછું.

**चारुदत्त**—કેવું આ દુઃખ.

### વસંતતિલકા.

આ લોકમાં પુરૂષ જે ધનહીન થાય,
રે ! પ્રાણ છે તદપિ તે ન જીવ્યો ગણાય;
કોપે પરંતુ બળ તે થકી શું થવાનું,
સંતુષ્ટ થાય પણ ના ધન આપવાનું.

વળી—

### ગીતિ.

પાંખ રહિત જ્યમ પક્ષી, શુષ્ક તરૂને સર જ્યમ જળહીન;
દશનવિના જ્યમ અહિછે, ધનહિન ત્યમછે નર નિશ્ચે દીન.

**विदूषक**—મિત્ર ! એમ સંતાપ કાં કરેછે ! તારો તેમાં અપરાધ નથી. ( ચેટીને ) અરે આ દાગીનામાં એક ચીજ ઓછી કેમ ? સૌથી કિમ્મતી તો તેજ હતી.

**चेटी**—એવી તે કઈ ચીજ ?

**विदूषक**—મારૂં સડેલું જુનું પંચીઉં !

**वसंतसेना**—આર્ય ચારૂદત્ત ! રત્નમાલાએ મારી તુલના કરવી ઘટે નહીં. ખરૂં કહો. તમે એમ શામાટે કર્યું ?

**चारुदत्त**—વસંતસેના ! એમ ન કરૂં તો શું કરૂં ? દરિદ્રતાને લીધે મારૂં ખરૂં કોણ માનત ?

**विदूषक**—વસંતસેના ! તું આજ અહીયાંજ શયન કરીશ કે શું ?

**चेटी**—મૈત્રય ! તને એ પ્રમાણે નકામી કુથલી કરવાનું કોણ કહેછે ?

**विदूषक**—( ઉંચું જોઈને ) સુખે બેઠેલા મનુષ્યોને ઉઠાડવા માટે વળી પાછો આ પરજન્ય આવ્યો.

**चारुदत्त**—ખરીવાત કહી મિત્ર ! જો આ ચમત્કાર ! મેઘનું ઉદર ચીરીને નીકલતા આ જલબિંદુઓ જાણે ઈન્દ્રના ભંડારમાંથી કોઈ ખોબેને ખોબે મોતી કેમ ફેંકતું હોય તેમ ભાસેછે. ( વસંતસેનાને ) વસંતસેના ! જો, જો. કેવો શીતળ અને સુગંધી વાયુ વાયછે ! અને મેઘમાળાથી ઘેરાયલા આ શ્યામ આકાશને અત્યંત વિરહથી વ્યાકુળ થયલી સ્ત્રી, જેમ પોતાના પ્રિયને જોતાંજ ભેટી પડે તેમ આ વિજલી પણ કેવી ભેટેછે.

**वसंतसेना**—તેમજ હું પણ. ( ચારૂદત્તને ભેટેછે )

**चारुदत्त**—અહો મેઘ ! હવે સુખે વરસો. કારણકે તારા પ્રસાદેજ મને મારી પ્રિયાનો સ્પર્શ થયો.

### માલિની.

ધન જીવતર તેનું, ઘેર પ્રિયા પધારે,
મધુર વચનથી તે, પ્રેમ ઝાઝો વધારે;
શિતળ તન થયું જે, મેઘવારી થકી તે,
કરતિ ગરમ સ્પર્શે, હર્ષથી ખૂબ હેતે.

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ—ચારૂદત્તનું ઘર.

### આર્યક, ચેટી, વસંતસેના. રદનિકા, રોહસેન, વર્ધમાનક અને સ્થાવરક.

**आर्यक**—( પ્રવેશ કરીને )

**શાર્દૂલવિક્રીડિત.**

છે કાળા ગૃહ ભૂપનું જગતમાં, દુઃખાબ્ધિ સૌ લોકને,
તેમાં હુંજ પડ્યો પરન્તુ નિકળ્યો, સારા નશીબે ખરે;
છે ચર્ણે જડિ બેડી લોહતણિઆ, વાગે બહુ ચાલતાં.
જેવો કુંજર બંધ તોડિ ફરતો, તેવો ફરૂં હુંજ હ્યાં.

કેવો પ્રસંગ આ મારીઉપર! મારા વિશે સિદ્ધે ભવિષ્ય કહ્યું, તેનો મનમાં ભય રાખીને પાલક રાજાએ મને પકડયો, તથા પગમાં બેડી નાખી મને બંધીખાને રાખ્યો; તો પણ દૈવબળે મારો પ્રિય મિત્ર જે શાર્વલિક. તેની સહાયતાથી હુ બંધનમુક્ત થયો. પણ હવે હું દુર્દૈવી જાઉં ક્યાં ? આ સમયે મારૂં રક્ષણ કોણ કરશે ? ( નજર ફેરવતાં એક ઘર જોઈ. ) આ કોઈ સાધુ પુરૂષનું ઘર છે. બારણું પણ ઉઘાડું દેખાયછે. માટે ચાલ એજ ઘરમાં સંતાઈ જાઉં. ( ગુપ્તપણે સંતાઈ જાયછે. )

**चेटी**—અરે હજી વસંતસેના ઉઠી નથી? લાવ ઉઠાડું. (ઉઠાડવા જાયછે.) બાઈ સાહેબ ઉઠો હવે. પ્રભાત થયું.

**वसंतसेना**—( ઉઠીને ) શું રાત્રી છતાં પ્રભાત થયું કહે છે ?

**चेटी**—અમારે મનતો પ્રભાત થયું, તમારે મન રાત્રી હશે !

**वसंतसेना**—અરે પણ તે જુગારી ક્યાંછે !

**चेटी**—આર્ય ચારૂદત્ત તો વર્ધમાનકને આજ્ઞા કરી પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં ગયા.

**वसंतसेना**—વર્ધમાનકને શી આજ્ઞા કરી ગયા છે ?

**चेटी**—કે " વસંતસેના માટે ગાડી તૈયાર કરી મારી પાસે તેડી લાવજે."

**वसंतसेना**—ઘણી ખુશીની વાત, રાત્રીએ તેના આનંદિત મુખકમળનું પુરૂં અવલોકન થયું નથી તે અત્યારે નિહાળીને જોઈશ.

**रदनिका**—(રોહસેનને લઇ પ્રવેશ કરીને) બેટા! આવ આપણે ગાડી લઈ રમીએ.

**रोहसेन**—( રડતા રડતા ) નહીં, મને માટીની ગાડી નહીં ગમે; મને તેના જેવી સોનાની લાવીદે.

**रदनिका**—બેટા ! સોનાનું નામ શા માટે લે છે ? સોનાને તો આપણા ઘરની આભડછેટ લાગી છે.

**वसंतसेना**—(રદનિકાને જોઈ) અરે રદનિકા ! આમ આવ. આ કોનું બાળક છે? (રોહસેન તરફ જોઇ) એનું મુખચંદ્ર જોઈ મને અતિશય આનંદ થાયછે.

**रदनिका**—બાઈ સાહેબ, એ ચારૂદત્તનો પુત્ર. એનું નામ રોહસેન છે.

**वसंतसेना**—બેટા ! આવ મારીપાસે. ( ખોળામાં લઇ ) રડેછે કાં ? શું જોઇએ તને ?

**रदनिका**—પાડોસીના છોકરાને સોનાની ગાડી લઈ રમતો જોયો, ત્યારનો એણે કજીઓ માંડયો છે, કે તું મને એવી ગાડી દે; હું તે ક્યાંથી લાવું ?

**वसंतसेना**—હાય હાય ! ધિકારછે નિર્ધનના જીવતરને. બાલકને પણ બીજાની સંપતિ જોઈ પોતાને નથી તેથી માઠું લાગેછે. અહો ! કમલપત્ર ઉપર પડેલા જલબિંદુ પ્રમાણે પુરૂષનું ભાગ્ય કેવું ચંચલછે !

**रोहसेन**—રદનિકા ! આ કોણ છે ?

**वसंतसेना**—તારા પિતાના સદ્ગુણોએ વેચાતી લીધેલી દાસી.

**रदनिका**—બેટા ! એ તારી મા થાય.

**रोहसेन**—તું ખોટું બોલેછે. એ મારી મા છે તો એના અંગઉપર એટલા બધા દાગીના કેમ ?

**वसंतसेना**—બેટા ! તારા મનોહર મુખમાંથી એવા હૃદયભેદક કેટલાંક વચન કહીશ ! (પોતાના શરીર ઉપરથી તમામ દાગીના ઉતારીને) જો હવે હું તારી મા થઈ, માટે આ દાગીના લે ને તેની ગાડી કરાવ. (દાગીના આપવાજાયછે.)

**रोहसेन**—ના, ના. હું નહીં લઉં તું રડે છે !

**वसंतसेना**—( આંસુ લૂછી નાંખી ) નહીં બેટા ! હું રડતી નથી. રમ ખુશીથી વ્હાલા ! લે આ સોનાની ગાડી કરાવજે. ( રોહસેનને અલંકાર આપેછે અને સર્વે અંદર જાયછે. )

**वर्धमानक**—( પ્રવેશ કરીને ) રદનિકા ! વસંતસેનાને કહે, કે ગાડી તૈયારછે.

**रदनिका**—( બહાર આવીને ) ઠીકછે. હું વસંતસેનાને કહુંછું. તું ગાડીને આ બાજુ લઈ આવ.

**वर्धमानक**—બહુસારૂ. ( જાયછે. )

**स्थावरक**—( ગાડી લઈને આવેછે તે એકલો ) શકારે મને આજ્ઞા કરીછે, કે "સ્થાવરક ! તું મારી ગાડી લઇને પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં આવજે" પણ અહીંઆતો ગાડીઓની ગરદી બહુજ થઈછે, માટે હું પોતેજ ત્યાં જઈ એ લોકોને ધમકાવીને રસ્તો મોકળો કરી આવું. ( ચારૂદત્તના ઘર આગળ ગાડીઉભી કરી જાયછે. રદનિકા અને વસંતસેના આવેછે. )

**रदनिका**—બાઇસાહેબ, આ રહી ગાડી બિરાજો.

**वसंतसेना**—ઠીકછે. હું જાઉંછું; કેમકે મારૂં હૃદય ચારૂદત્તને મળવાને ઘણું અધીરૂં થઈ રહ્યું છે. (પોતાની સમજને સ્થાવરકની ગાડીમાં બેસેછે. રદનિકા જાયછે.)

**स्थावरक**—(પાછો આવીને) રસ્તાની ગાડીઓ બધી બાજુપર કરી, હવે મારી ગાડી હાંકીજાઉં. ( ગાડી હાંકતાં ) ગાડી ભારે કેમ લાગેછે ! ( જરા રહીને ) ઠીક. તે ગાડીના ચાક લેવરાવ્યા તેથી એમ લાગેછે. કચ્ કચ્ ! ગોરીયા ગોરીયા હો ! ( ગાડી હાંકી જાયછે અને વર્ધમાનક ગાડી લઈને આવેછે. )

**वर्धमानक**—અરે રદનિકા! વસંતસેનાને ચેતાવ, કે ગાડી આ દરવાજે ઉભીછે.

**आर्यक**—( ચારૂદત્તના ઘરમાં સંતાયો હતો તે બહાર આવીને ) આ ગાડી ગણિકાનીછે, અને જનારી છે બહાર. ઠીક થયું, એજ ગાડીમાં બેસું એટલે સહજ કામ થશે. ( બેસેછે. )

**वर्धमानक**—પીંજણી વાગી તેથી વસંતસેના આવી, લાગેછે. બાઈ! પાછલી મેરથી બેસજો આ બલદ લાત મારેછે.

**आर्यक**—( ચુપ ચુપ ગાડીમાં ચડી બેસેછે. )

**वर्धमानक**—પીંજણીનો શબ્દ બંધ થયો, તેથી વસંતસેના ગાડીમાં બેઠી હોય એમ લાગેછે માટે ચાલ હવે હાંકી જાઉં ( ગાડી હાંકી જાયછે. )

---

# પ્રવેશ ૪ થો.

## સ્થળ—રાજમાર્ગ.

**વિરક, તથા ચાર પાંચ રાજસેવકો અને પછીથી વર્ધમાનક.**

**विरक**—અરે જયમાન, ચંદનક રાજાનું હૃદય અને કાળાગૃહ બંને સરખાં છે, માટે હુશિયારીથી કામ કરવું. જા તું માર્ગની પેલી મેર. ( બીજાને ) તું પાછલે રસ્તે ઉભો રહે. ( ત્રીજાને ) તું પશ્ચિમ તરફ જા. ( ચોથાને ) તું દક્ષિણ તરફ જા, અને આટલી હદમાં હું તથા ચંદનક તપાસીયે છીએ. જાઓ વેલા. ( એટલામાં વર્ધમાનક ગાડી હાંકતો આવેછે. )

**वर्धमानक**—કચ્ કચ્ ભુરીઆ, ભુરીઆ હો !

**विरक**—( ગાડીને અટકાવીને ) અરે ગાડીવાળા ! ગાડી ઉભી રાખ. કોની એ ગાડી? ક્યાં જવાની છે ? અને કોણુછે એમાં ?

**वर्धमानक**—( ગાડી ઉભી રાખીને. ) ભાઇ! એ ગાડી આર્ય ચારૂદત્તની છે, એમાં વસંતસેના બેઠીછે અને પુષ્પકરંડકજીર્ણોદ્યાનમાં ચારૂદત્ત પાસે જવાની છે.

**चंदनक**—વારૂ ત્યારે જવાદે.

**विरक**—જોયા વગર જવા કેમ દેવાય ?

**चंदनक**— તારી ઈચ્છા હોય તો જો, હું બેલને પકડું છું.

**विरक**—તું પણ રાજાનો વિશ્વાસુ છે. માટે તુંજ જો. હું બેલને પકડું છું.

**चंदनक**—મેં જોયું એટલે તેં જોયું થશે ?

**विरक**—હું તો શું ? પણ તેં જોયું, એટલે જાણે રાજાએ જોયા બરાબર.

**चंदनक**—ગાડીવાળા ! ગાડીની ઉધ ઉંચી પકડ.

**वर्धमानक**—વારૂ મહારાજ. ( તેમ કરેછે. )

**चंदनक**—( ગાડીનો પડદો ઉંચો કરી જોતાંજ. ) અરે આ કોણ !

**आर्यक**—હું તારે શરણે છું.

**चंदनक**—શરણાગત નિર્ભય રહો. કોણ આર્યક ! ( સ્વગત ) અરે એકતો શરણાગત, અને ચારૂદત્તની ગાડીમાં બેઠેલો, તેમજ મને પ્રાણદાન દેનાર જે શાર્વલિક, તેનો એ મિત્ર; માટે એનું રક્ષણ કરવુંજ જોઈએ. (બ્હીતાં બ્હીતાં ગાડી પરથી ઉતરી વિરક પાસે આવીને ) જોયો મેં આર્ય—(એમ અરધું બોલતાં ફેરવીને ) નહી—આર્યા વસંતસેના ! ચારૂદત્ત પાસે જાયછે.

**विरक**—તારા બોલ ઉપર મને સંશય જાયછે, કારણ—પેહેલાં આર્ય કહી પછી આર્યા કહ્યું, તેથી મારી ખાતરી થતી નથી.

**चंदनक**—તારી ખાતરી નથી થતી તેને હું શું કરૂં ?

**विरक**—હું પોતે એ ગાડીની તપાસ કરીશ. ગાડીવાળા ! ફેરવ ગાડી.

**चंदनक**—મેં ગાડીની તપાસ કરી છતાં તું ફરી તપાસ કરનાર કોણ ? ( વિરક ગાડીપાસે જવા માંડેછે, તેની ગળચી પકડી નીચે પછાડી લાતો મારેછે. )

**विरक**—( ઉઠીને જતાં જતાં ) હું રાજાની આજ્ઞા પ્રમાણે કરતો હતો, તેમાંથી અટકાવી મને માર્યો; માટે હમણાંજ જઈને દરબારમાં જાણ કરૂંછું. (જાયછે.)

**चंदनक**—જાને હમણાંજ રાજસભામાં—તારા કૂતરાના ભસવાથી બીહેછે કોણ ? ગાડીવાલા, હાંક ગાડી. જુવેછે શું ? જો કોઈ પુછે તો કહેજે, કે ચંદનકે ને વિરકે તપાસેલી છે. ( આર્યકને ) આર્યા વસંતસેના ! હું નિશાની આપુંછું તે ધ્યાનમાં રાખજે. ( તરવાર આપેછ )

**आर्यक**—( લેઈને) તારો અનહદ ઉપકાર કેમ ભૂલીશ ! ( ગાડી જાયછે. )

**चंदनक**—રાજાના વિશ્વાસુ એવા સેનાપતિથી વૈર કીધું માટે મારે પણ આ નગરીમાં રહેવું જોગ્ય નહીં; તેથી મારા મિત્ર શાર્વલિકપાસે નાસી જાઉં. ( જાયછે.)

**तृतीय अंक समाप्त.**

# અંક ૪ થો

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—પુષ્પકરંડકજીર્ણોદ્યાન.

**ચારૂદત્ત, વિદૂષક, વર્ધમાનક, આર્યક, જતી, શકાર, વિટ, ચેટ, અને વસંતસેના.**

**विदूषक**—મિત્ર ! જોઇ આ શિલા ! એને ટાંકેલી નથી તોપણ કેવી સુંદર દેખાયછે ! માટે ચાલ, થોડીવાર ત્યાંજ બેસીએ.

**चारुदत्त**—( થોડીવાર શિલાપર બેસીને ) મિત્ર ! વર્ધમાનકને એટલો વિલંબ કેમ થયો વારૂ ?

**विदूषक**—મેં તો ખરાવી ખરાવીને વર્ધમાનકને કહ્યું હતું, જે વસંતસેનાને લઈને વેહેલો આવજે.

**चारुदत्त**—ત્યારે તો વખત ના લગાડે. પણ કંઈ કારણ હશે.

**શાર્દૂલવિક્રીડિત.**

ગાડીઓ બહુ ચાલતી થિંભિહશે, આગલ તેની ઘણી,
તેથી દોડવવાની સંધી મલી ના, જો વાર થૈછે ઘણી;
કે ભાગી ધુંસરી કે જોતર તુટયું. લેવા ગયો ઘેર શું ?
કે ચાલ્યા નહીં બેલ માર્ગમહીંશું, નક્કી ન ધારૂં કશું.

( આર્યક બેઠો હતો તે ગાડી લઈને વર્ધમાનક આવેછે; )

**वर्धमानक**—(બળદને હાંકતાં) કચ્ કચ્ ગોરિયા ગોરિયા હો! (ગાડી ઉભી રાખેછે.)

**आर्यक**—( સ્વગત ) અરે હું નગરથી ઠીક છેટે આવ્યોછું, માટે ગાડીમાંથી ઉતરીને પાસેની ઝાડીમાં સંતાઈ બેસું. ( વિચારીને ) અથવા ઝાડીમાં શા માટે સંતાઉં ? આ સજ્જન, દયાળુ અને શરણાગત પાલક ચારૂદત્ત પાસેજછે; માટે તેનેજ મળીને જ્યાં જવું હશે ત્યાં જઈશ.

**विदूषक**—પ્રિયમિત્ર ! જો પેલી ગાડી આવી.

**चारुदत्त**—જા. વસંતસેનાને ગાડીમાંથી નીચે ઉતાર.

**विदूषक**—( ગાડીપાસે આવી વર્ધમાનકને ) કેમરે ગધેડા આટલી વાર લાગી ?

**वर्धमानक**—ગાડીની બેઠક ભૂલી ગયો હતો, તે લેવા ગયો તેથી વાર લાગી.

**विदूषक**—( ગાડીનો પડદો ઉંચો કરી ) અરે મિત્ર! આ વસંતસેના નહીં પણ વસંતસેન છે!

**चारुदत्त**—એમ મશ્કરી શું કરેછે? વસંતસેનાને જોવા મારૂં મન બહુ આતુર થઈ રહ્યું છે, તેમાં વખત ન લગાડ અથવા સબુર, હું પોતેજ તેને નીચે ઉતારૂં છું ( ગાડીપાસે જઈને આર્યકને જોતાં) અરે તું કોણ! ગાડીમાં ક્યાંથી!

**आर्यक**—(જરા ડરીને) હું આર્યક નામે ગોવાલપુત્ર તારે શરણે આવ્યો છું.

**चारुदत्त**—શરણાગત નિર્ભય રહે.

**आर्यक**—(ખુશી થઈને) તારૂં કલ્યાણ થાઓ.

**चारुदत्त**—અરે વર્ધમાનક! એના પગમાંથી બેડી કહાડ.

**वर्धमानक**—બહુ સારૂં. (બેડી કહાડેછે.)

**आर्यक**—લોખંડની બેડી તો કહાડી, પણ સ્નેહની દૃઢ બેડી પગમાં પડી.

**विदूषक**—એના પગમાંથી તો બેડી નીકલી, પણ, આપણા પગમાં પડશે કે શું? કોણજાણે!

**आर्यक**—( ચારૂદત્તને ) હું તમારી આજ્ઞાવિના ગાડીમાં બેઠો, તેની મને ક્ષમા કરો.

**चारुदत्त**—એમ બોલતોજ નહીં.

**आर्यक**—આજ્ઞા હોય તો હવે જાઉં (ગાડીમાંથી ઉતરવાનું કરેછે.)

**चारुदत्त**—નહીં, તું નીચે નહીં ઉતરતો, કેમ કે–હમણાંજ પગમાંથી બેડી નીકલી છે, તેથી તારાથી ચલાશે નહીં; માટે આ ગાડીમાંજ બેસીને જા.

**आर्यक**—જેવી આપની ઈચ્છા.

**चारुदत्त**—સુખરૂપ તારા બંધવો તરફ જા. વર્ધમાનક! આને તેને ઘેર પહોંચતો કર.

**आर्यक**—તુંજ મારો બંધવ છે.

**चारुदत्त**—મારૂં સ્મરણ રાખજે.

**आर्यक**—આત્માને કોણ વિસરે?

**चारुदत्त**—માર્ગમાં દેવતાઓ તારૂં રક્ષણ કરો.

**आर्यक**—તેં મારૂં રક્ષણ કર્યું, તેજ ખરૂં.

**चारुदत्त**—મેં શેનું? તારે દૈવેજ તારૂં રક્ષણ કર્યું.

**आर्यक**—તેને પણ તુંજ કારણ.

**चारुदत्त**—પાલક રાજાનો બંદોબસ્ત બહુજછે, માટે તું વ્હેલો નીકલી જા.

**आर्यक**—તારૂં ફરી દર્શણ થાઓ. ( ગાડી હાંકી જાયછે. )

**चारुदत्त**—( સ્વ ગત )

### ગીતિ.

વામાક્ષિ મુજ ફરકે, દુર્લભ દર્શન પ્રિયાતણું સુચવે;
કારણ લક્ષ ન આવે, પણ થર થર દિલ મારૂં કંપાવે.

(જાયછે.)

(હાથમાં ભગવાં કપડાનો કટકો લઈ એક જતી આવે છે, પીછીથી આગળ ઝાડતો આવેછે તથા "નમો બુધાય" ઘડી ઘડી બોલતો આવે છે.)

### વસંતતિલકા.

રે! અજ્ઞ યત્ન કર સંગ્રહ ધર્મ માટે,
દૂંદુભી ધ્યાન તણી ગાજવ જાગવા તે;
ઈંદ્રિય ચોર ઘરમાં દિન રાત ચોરે,
જે વિત્ત ધર્મ તણું તે ક્યમ તું વિસારે.

અને—

### વંશસ્થ.

વિહારી રીપુ તુજ પંચ પ્રૌઢ જે,
પછી હણી સ્ત્રી દુખદાઈ ખૂબ જે;
વિનાશ ચંડાલ તણો શ્રમે કરે,
જરૂર તે શુરજ સ્વર્ગ સંચરે.

વળી—

### ઈન્દ્રવજ્રા.

રે મુંડ મુંડા શિર તેં મુંડાવ્યું,
પરન્તુ તેં ચિત્ત ન તો મુંડાવ્યું;
તે મુંડ મુંડો મન નીજ મુંડયું,
મુંડે શિરે મુંડનમાં શું મુંડયું.

આ મારો ભગવો કટકો છે, તેને આ સરોવરમાં ધોઈને આગળ જાઉં. (તલાવમાં જઈને ધુએ છે. નેપથ્યમાં શબ્દ થાયછે) કોણછે તે દુષ્ટ ભિખારી! ઉભોરે! ઉભોરે!!

**जती**—(અંદર જોઈને) અરે આતો રાજાનો સાળો સંસ્થાનક! મનેમારશે કે શું? (હાથમાં તરવાર લઈને વિટ તથા શકાર આવેછે.)

**शकार**—દુષ્ટ ભિખારી! સબુર—તારૂં માથુંજ ફોડી નાંખુંછું જો.

(તેને મારે છે.)

**विट**—અરે કાણેલીપુત્ર! પ્રપંચ તજીને જેણે ભગવાં વસ્ત્ર પ્હેર્યાં તેને મારવો એ યોગ્ય નહીં.

**शकार**—ત્યારે શું તેને જીવતોજ પાણીમાં નાંખવો!

जती—હે ઉપાસક ! તું સુખી રહે. મારાપર કૃપાકર.
शकार—વિટ જોયું કે ? એ મારી નિંદા કરેછે.
विट—એણે શું કહ્યું ?
शकार—એણે ઉપાસક કહ્યો. શું હું હજામ છું ! ( જતીને ) સાંભળ, એ શ્રમણક—
जती—તું ધન્ય છે, તું પુણ્ય છે.
शकार—વિટ ! જો વળી તું ધન્ય છે, તું પુણ્યછે એમ કહ્યું. શું હું શ્રાવકછું !
विट—એ પ્રમાણે તો એણે તારી સ્તુતિ કરી કંઈ નિંદા નહીં.
शकार—વારૂ ઠીક. પણ એ અહીંઆ આવ્યો કેમ ?
जती—મારો આ ભગવો કટકો ધોવા આવ્યો.
शकार—દુષ્ટ શ્રમણક ! સર્વે બગીચામાં શ્રેષ્ટ એવો જે આ પુષ્પકરંડક જીર્ણોદ્યાન, જે મારી બ્હેનના વરે મને આપ્યો છે. જેમાં શીયાળ, કૂતરાં વગેરે પાણી પીએ; અને હું પ્રબળ પુરૂષ મનુષ્ય વાસુદેવ છતાં જ્યાં ન્હાતો નથી, તે સરોવરમાં તું સડેલું, ગંધાતું, માછલાની જાળજેવું ભગવું લુગડું ધોય છે ? માટે લે બીજી શિક્ષા. ( મારેછે. )
जती—નમોબુધાય ! નમો બુધાય !! નમો બુધાય !!! ( એમ કહી ફરેછે. )
विट—છોડ, છોડ એને. ગરીબને શામાટે સંતાપે છે? ( જતીને ઈશારાથી નાસી જવા કહેછે. )
शकार—( જતીને ) હું કાંઈ વિચાર કરૂં, ત્યાં સુધી ઉભો રહે.
विट—કોની સાથે વિચાર કરેછે?
शकार—મારા મન સાથે. ( સ્વગત ) હે પુત્ર મન ! આ સન્યાસી જાય કે રહે ! અથવા જાય પણ નહીં ને રહે પણ નહીં. ( વિટને ) મેં મારા મન સાથે વિચાર કર્યો, તેણે મને આમ કહ્યું.
विट—શું કહ્યું?
शकार—તે કહેછે એનાથી જવાય પણ નહીં, ને રહેવાય પણ નહીં. શ્વાસ ખાવો પણ નહીં, ને નિશ્વાસ મૂકવો પણ નહીં. અહીંઆજ પડી વહેલું મરવું.
विट—જવા દે તેને.
शकार—જાવું હોય તો કંઇ કબુલાતે જાય.
विट—શી કબુલાતે ?
शकार—એ પાણીમાં કાદવ નાંખે પણ પાણી ડોળાય નહીં, અથવા પાણીના ઢગલા ઉપર કાદવનો ગોળો મૂકે.

**विट**—કેવી આ મૂર્ખતા !
**जती**—( શાપ દેછે. )
**शकार**—વિટ, આ શું બોલેછે?
**विट**—એ તારી સ્તુતિ કરેછે.( જતી શાપ દેતો ચાલ્યો જાયછે. )
**शकार**--( બાગ તરફ જોઈને ) વાહ કેવી સુંદરતા ખીલી રહીછે ! જાત જાતના સુગંધીમય પુષ્પોના ખરવાથી, વૃક્ષની નીચે રંગીન ગલીચો મને માન આપવાનેજ જાણે કેમ કોઈએ બિછાવ્યો હોય એમ દેખાયછે. ( વિટને ) વારૂ ચાલ આ શિલા ઉપર બેસીએ. ( બેસેછે. )
**विट**—( આસ પાસ નજર કરીને ) જોયો ! આ ગ્રિષ્મરૂતુનો પ્રભાવ કેવો દુઃખકારક છે !

શાર્દૂલવિક્રીડિત.

વૃંદો ઢોર તણાં તજી તૃણ દિસે, છાયા તળે ઉંઘતાં,
તૃષ્ણાતૂર મૃગો પિને જળ ઉનું, વ્યાકૂળ થૈ નાસતાં;
પૃથ્વી ઉષ્ણ થઈ રવિ કિરણથી, માર્ગે ન કો ચાલતાં,
પંથી વાહનને તજી તરૂ નિચે, મધ્યાન્હને ગાળતાં.

**शकार**—વાહ ગાનારો તો ભારે ! શું ગાયન એમ ગવાતું હશે ! સાંભલ, હું ગાઉંછું.

અ-આ-ઈ-ઉ-ઊ-ઉં-હ-હા-હિ-હાઉ-હાઉ-હાઉ-
ચ-ચા-ચિ-ચું-ચું-ચું-ખ-ખા-ખિ-ખાઉં-ખાઉં-ખાઉં-

**विट**—એ તે કઈ જાતનો સુર ?
**शकार**—એનું નામ સ્વાનઉંદરમંજારા સુર.
**विट**—ધન્ય છે તમારી સંગીતકળાને.
**शकार**—( મુછપર હાથ ફેરવતાં ) તો તો, હું તે શું જેવો તેવો છું ? સાંભળ હવે ગદ્ધાચાલી લાવણી ( લાંબી લાંબી ફલાંગ ભરતો. )

હું તો છું રાજાનો સાળો, તેથી સૌને લાગું વા'લો,
નહીં કોઈ મુજ સરખો રૂપાળો, છેલ સુઘડ સુંદર છેલ સુઘડ સુંદર-

હા હા હા હા-( હસતાં હસતાં ) કેમ કેવું સુંદર ગવાઈ ગયું ?
**विट**—ગર્ધવ જેવું, નહીંરે ગંધર્વ જેવું. (ચેટ બ્હીતો બ્હીતો આવેછે.) આ ચેટ આવ્યો.
**शकार**—દીકરડા, સ્થાવરક તું આવ્યો ?
**चेट**—હા-મ્હારાજ આવ્યો.

**शकार**—ગાડી આવી ?

**चेट**—હા, ગાડી પણ આવી.

**शकार**—બલદ આવ્યા ?

**चेट**—એમાં શો સંદેહ !

**शकार**—તું પણ આવ્યો ?

**चेट**—( હસીને ) હું પણ આવ્યો.

**शकार**—વારૂ ત્યારે ગાડી અહીંઆં લાવ.

**चेट**—કહો, કયે રસ્તેથી લાવું ?

**शकार**—( બતાવીને ) પડેલી ભીંત ઉપરથી.

**चेट**—મ્હારાજ, ત્યાંથી ગાડી લાવીશ તો બળદ મરી જશે, ગાડી ભાગી જશે; અને હું પણ મરી જઈશ.

**शकार**—અરે હું રાજાનો સાળો છું, મને શું ? બળદ મરશે તો બીજા લઈશ, ગાડી ભાગશે તો બીજી કરાવીશ; અને તું મરીશ તો બીજો ગાડીવાન રાખીશ !

**चेट**—તમને તો મ્હારાજ-બધું ઠીક છે, પણ હું મારો પ્રાણ ખોઈ બેસું તેનું કેમ ?

**शकार**—કંઈ ચિન્તા નહીં. સર્વનો નાશ થાય તો થવા દે ! પણ પડેલી ભીંત ઉપરથીજ ગાડી લાવ. ( ચેટ જવા માંડેછે. ) પણ સબુર, આમ આવ. જો તે ભીંત ઉપરથી ન આવે, તો ( બતાવીને ) પેલા આંબાના ઝાડ ઉપરથી લાવજે. જા વેહેલો. ( વિટને ) જોઈ મારી હુશિયારી ! કેવા રસ્તા બતાવ્યા ! મારી બરાબર અક્કલવાળો કોઈ આ નગરમાં હશે ?

**विट**—નહીં મહારાજ, તમારી જોડ ક્યાંથી ! ( સ્વગત ) કદાચ કુંભારને ત્યાં મળે તો મળે !

**चेट**—( ગાડી લઈને આવેછે. ) મહારાજ, આ ગાડી લાવ્યો જુઓ.

**शकार**—કેમરે ગધેડા ! બળદ મુવા નહીં, તું પણ મુવો નહીં; અને ગાડી પણ આખીને આખી આવી ?

**चेट**—હા મ્હારાજ.

**शकार**—વિટ, ચાલ આપણે ગાડી પાસે જઈએ, તું મારો શિક્ષક છે માટે તુંજ આગળથી બેસ.

**विट**—વારૂ. ( બેસવા જાયછે. )

**शकार**—સબુર સબુર, એ ગાડી શું તારા દાદાની છે, કે આગલથી બેસેછે.

**विट**—તમારા કહેવાથીજ હું બેસવા ગયો હતો.

**शकार**—કદી હું એમ બોલ્યો, તોપણ "મહારાજ આપ આગલથી બીરાજો" એમ કહેવાનો તારો ધર્મ છે.

**विट**—વારૂ, આપ આગલથી બેસો પછીથી હું બેસીશ.

**शकार**—( ગાડીમાં બેસવા જાયછે, પણ એકાએક ચમકી વિટને વળગીને ) અરેરે ! આ ગાડીમાં તો કોઈ રાક્ષસી છે !

**विट**—મિત્ર બ્હીતો નહીં. ગાડીમાં રાક્ષસી ક્યાંથી ?

**वसंतसेना**—( ગાડીનો પડદો ઉંચો કરી ) શું ? મારા નેત્રને દુઃખ દેનાર આ રાજશાળક પ્રાપ્ત થયો ! અરેરે ! હવે હું આ પીડામાંથી કેમ છુટીશ ?

**शकार**—વિટ, ગાડીમાં કોણ છે તે તું જોને .

**विट**—કાંઈ ચિન્તા નહીં. હુંજ જઈને જોઉંછું. ( પડદો ઉંચો કરેછે. ગાડીમાં વસંતસેનાને જોઈ સ્વગત. )

વસંતતિલકા.

છે શ્વેત ચંદ્રસમ ઉજ્વલ દેહ જેની,
ક્રીડાનું સ્થાન મૃદુપાળ દિસે સરોની;
તે હંસને તજી અને કયમ હંસણી આ,
આવી શી આશ થકી કાગ કને અરે આ!

( પ્રગટ ) વસંતસેના ! આ સારૂં નહીં, પ્રથમજ જ્યારે શકારે કરગરી કહ્યું, ત્યારે તું માની નહીં, અને હવે પોતાની મેળે આવી.

**वसंतसेना**—નહીં, હું તેના માટે આવી નથી, પણ ગાડીની અદલાબદલી થવાથી ભૂલમાં આવીછું. માટે હવે તારે શરણે છું, તેથી તુંજ મારૂં રક્ષણ કર.

**विट**—નિશ્ચિંત રહે. ( સ્વગત ) ચાલ, હું શકારને ઠગીને બીજે રસ્તેથી લઈ જાઉં. ( શકારને ) અરે કાણેલીપુત્ર! આ ગાડીમાં તો ખરેખર રાક્ષસી બેઠી છે!

**शकार**—અરે તું કહેછે, કે રાક્ષસી બેઠી છે, ત્યારે તને ખાધો કેમ નહીં ?

**विट**—એવી ખોટી કલ્પના શું કરેછે ? ચાલ, આ ઝાડના છાંયડા નીચેથી ચાલ્યા જઈએ.

**शकार**—હું રાજાનો સાળો થઇ રસ્તે ચાલું ? લોકો કહેશે, કે મનુષ્ય વાસુદેવ થઈ પગે ચાલેછે! એ કેવું શરમ ભરેલું, માટે ગાડીમાંજ જવું.

**विट**—( સ્વગત ) અરે ! મારી ઠગાઈ જણાશે તો પીડા થશે, માટે વાત ફેરવી નાખું. ( શકારને ) મેં તો તારી મસ્કરી કરી હતી, ગાડીમાં તો વ-સંતસેના છે, અને તે તારી ઉપર મોહિત થઈ આવીછે.

**वसंतसेना**—અરેરે ! એ શું બકેછે !

**शकार**—વાહ વાહ ! ત્યારે અપૂર્વ સ્ત્રી પ્રાપ્ત થઈ, તે વેળા મેં એને ચીડાવી હતી પણ હવે એને પગેલાગી પ્રસન્ન કરૂં.

**विट**—ઠીક બોલ્યો તેમજ કરવું ઘટે.

**शकार**—આ હું તને પગે પડુંછું જો. ( વસંતસેનાને પગે પડી ) હે અંબિકા-દેવી ! હું વિનંતી કરૂંછું તે સાંભલ. હે હરિણાક્ષી ! તારા ચરણમાં હું મસ્તક મૂકી મારાથી થયેલા અપરાધની ક્ષમા માગુંછું.

**वसंतसेना**—( ક્રોધાયમાન થઈને ) દૂર રહે ઓ મૂર્ખ. ( લાત મારેછે. )

**शकार**—( ચિડાઈને ) તેં લાત મારી મારૂં અપમાન કર્યું ? ત્યારે મારી ગા-ડીમાં શા માટે આવી ? ઉતર નીચે. નહીં તો આ તારા સુંદર શરીરને કેશથી પકડી ગાડી નીચે ફેંકી દઈશ.

**विट**—હાં ! હાં ! એમ શું બોલેછે ? મનોહર બાગમાં ખીલેલી લતાનો પલ્લવ તોડવો શું વાજબી કહેવાય ? તું બાજુ થા, હું વસંતસેનાને નીચે ઉતારૂંછું. વસંતસેના ! તું નીચે ઉતર બા-

**वसंतसेना**—( નીચે ઉતરીને ) અરેરે ! હવે કેમ થશે ?

**शकार**—( સ્વગત ) એણે મારૂં વચન અમાન્ય કરવાથી જે મારા શરી-રમાં કોપાગ્નિ ધુંધવતી હતી, તેમાં તેણે મને લાત માર્યાથી ભડકો થયો; તે હવે એનો પ્રાણ લીધા વગર શાન્ત થનાર નથી. ( પ્રગટ ) વિટ, તું મારૂં કહ્યું કરીશ ?

**विट**—હા, પણ દુષ્કર્મ વિના.

**शकार**—દુષ્કર્મનો લેશે નથી, ને રાક્ષસોનો પણ ભય નથી.

**विट**—બોલ ત્યારે.

**शकार**—બીજું કાંઈજ નહીં. આ વસંતસેનાને મારી નાખ.

**विट**—આ મુગ્ધા, વળી નગરનું ભૂષણ; એવી સ્ત્રીને વિનાપરાધે જીવથી મારી, અપાર પાપથી કેમ તરૂં ?

**शकार**—હું તને હોડીમાં બેસાડીને પાર ઉતારીશ—બીહેછે શાનો ? આ-વૃક્ષના ઘેરા વચ્ચે એકાન્તમાં ગુપ્તપણે મારીશ તો ત્યાં તને કોણ જોનાર છે ?

**विट**—કોઈ મનુષ્ય ન જોય તો શું થયું પણ—

### વસંતતિલકા.

આ દેવતા દશદિશા સહુને જુવેછે,
ભાનુ અને શશિ સદા સઘળે ફરેછે,
છે વાયુ વ્યોમ વળિ આ મહિ અંતરાત્મા,
સાક્ષિ સદા સકળ ઇષ્ટ અનિષ્ટતાના.

**शकार**—એમ હોય તો એની ઉપર લુગડું ઢાંકીને મારી નાખ.

**विट**—જા જા; દુષ્ટ તારી સાથે બોલવામાં પણ પાપ લાગે.

**शकार**—તો રહેવાદે બીકણ! મારો ચેટ કેવો છે! ( ચેટને ) અરે પુત્ર સ્થાવરક, આમ આવ. હું તને સોનાનું કડું દઈશ.

**चेट**—તમે દેશો તો હું હાથમાં પહેરીશ.

**शकार**—તારે માટે સોનેરી બેઠક કરાવીશ.

**चेट**—તો હું તે ઉપર બેસીશ.

**शकार**—તને સહુ ચાકરોનો ઉપરી કરીશ.

**चेट**—તો પછી હું ધણી થઈશ.

**शकार**—ત્યારે હું કહુંછું તેમ કર.

**चेट**—હા. પણ તે દુષ્કર્મ વિના.

**शकार**—દુષ્કર્મનું નામે નહીં.

**चेट**—ઠીક ત્યારે તો કહો.

**शकार**—માત્ર વસંતસેનાને મારી નાખ.

**चेट**—ક્ષમા કરો મહારાજ. ગાડીની અદલાબદલીમાં ભૂલથી લાવ્યો તેને હું મારૂં! કદીજ નહીં.

**शकार**—એમ કેમ બોલેછે? શું તારા ઉપર મારી સત્તા નથી!

**चेट**—પણ તે શરીર ઉપર–કંઈ મનપર નહીં. માટે કૃપાકરી એ કામ કહેશો નહીં; મને ભય લાગેછે.

**शकार**—તું મારો સેવક થઈ કોનાથી બીહે છે?

**चेट**—પરલોકથી.

**शकार**—પરલોક વળી શું?

**चेट**—પાપ અને પુણ્યનું પરિણામ.

**शकार**—પુણ્યનું પરિણામ શું?

**चेट**—જેમ તમે બહુ સુવર્ણભૂષિત છો.

**शकार**—પાપનું પરિણામ શું?

**चेट**—જેવો હું દાસ પારકું અન્ન ખાનાર-માટે એ કામ હું નહીં કરૂં.

**विट**—ધન્ય છે ચેટ ! ખરૂં બોલ્યો—

શાર્દૂલવિક્રીડિત.

છે આ કિંકરને દરિદ્ર તદપિ, કુકર્મ ખોટૂં ગણી,
ઇચ્છેછે પરલોકનું ફ્લ જુઓ, તેવું ન તેનો ધણી;
જે લોકો સન્માર્ગ ત્યાગ કરતા, પામે ન તે નાશ કાં,
છોડી યોગ્ય અયોગ્ય કામ કરતા બ્હીતા ઉરે લેશ ના.

**शाकार**—( ચેટને ) કેમ મારૂં કહ્યું નહીં માન—લે ત્યારે. (મારેછે તેથી નાશી જાયછે. સ્વગત ) આ વૃદ્ધ શિયાળ પાપથી બ્હીનાર, ને પેલો દાસીપુત્ર પરલોકથી બ્હીનાર એ બંને બીકણ. પણ હું રાજાનો સાળો છું, અને વળી મનુષ્યમાત્રમાં શ્રેષ્ઠ મનુષ્ય ! મને બીક કોની ? ચાલ ત્યારે હું પોતેજ એ કામ કરીશ. ( કાછડો મારી કમર બાંધીને ) વસંતસેના ! આમ આવ હું તને મારૂં. (મારવા જાયછે )

**वसंतसेना**—( વિટને ) હું તારે શરણે છું.

**विट**—સ્વસ્થ રહે. (શકારને ) દૂર રહે મૂર્ખા, મારા આશ્રયતળે છતાં તું એને કેમ મારીશ ? ( ધક્કો મારેછે. )

**शाकार**—( સ્વગત ) હવે કંઈ યુકિત કરૂં ( પ્રગટ ) અરે વિટ, મેં જે તને કહ્યું હતું, કે વસંતસેનાને માર, તે ખરૂં નહીં હો ! જો હું પત્રાવડી જેવડા વિશાળ કૂળમાં ઘડા જેવું રત્ન ઉત્પન્ન થઈને એવું કામ કરૂં શું ? મેં જાણ્યું કે એ ભય આપવાથી મારે વશ થશે માટે એમ બોલ્યો.

**विट**—વારૂ, ત્યારે હવે તું શું કહેછે ?

**शाकार**—એ તને જોઈને શરમાયછે, તેથી મારો અંગિકાર કરતી નથી, માટે તું જા, અને સ્થાવરક નાસી જાયછે તેને પકડી લાવ.

**विट**—( સ્વગત ) કદાચ એમ પણ હોય. ( પ્રગટ ) વારૂ ત્યારે હું જાઉંછું.

**वसंतसेना**—( છેડો પકડીને ) અરે હું તારે શરણે છું, તેમ છતાં મને છોડીને ક્યાં જાયછે ?

**विट**—વસંતસેના તું ભય ના રાખ, નિર્ભય રહે. અરે કાણેલીપુત્ર ! આ વસંતસેના તારીપાસે થાપણ તરીકે રાખુંછું, તે સંભાલજે, ને હું આવું ત્યારે મને પાછી આપજે. ( જાયછે.)

**शाकार**—અરે બાઈ! બાઈ વસંતસેના ! બચ્ચા આમ આવ ! હું તને પુષ્કળ સોનું આપુંછું, તારી સાથે મીઠું મીઠું બોલુંછું; અને પાગડી સુધાં મસ્તક નંમાવુંછું, તેમ છતાં હે સુંદરી ! તું મારે વશ ન થતાં તે ભિખારી ચારૂદત્તને સેવેછે ?

**वसंतसेना**—　　વસંતતિલકા.

હે દુષ્ટ! વાણી મુખથી શિદ નિંઘ ભાખે,
તું દ્રવ્ય લોભથકી ફોકટ આશ રાખે;
છે શુદ્ધ મુજ તન પ્રાપ્ત તને ન થાશે,
કોટી પ્રયત્ન તુજ દૂર્જન વ્યર્થ જાશે.

આમ્રવૃક્ષનું સેવન તજીને પલાશ વૃક્ષનું સેવન કઈ ભમરી કરશે ?

**शकार**—કંગાલ સ્ત્રી ! તું મને પલાશ કહેછે ? કેસુડો (ખાખરો) પણ નથી કહેતી ? અને ભિખારી ચારૂદત્તને આમ્રવૃક્ષ કહી વખાણેછે ?

**वसंतसेना**—તે નિરંતર મારા હૃદયમાં છે, તેના વખાણ શામાટે ન કરૂં ?

**शकार**—હજી તે તારા હૃદયમાં છે ! ત્યારે સબુર, તેને અને તારા હૃદયને સાથેજ મોક્ષ આપું; જોઈએ તે ભિખારી ચારૂદત્ત તારૂં કેવું રક્ષણ કરેછે ?

**वसंतसेना**—જો તે અહીંઆ હોય, અને મને જોય તો નિશંક મારૂં રક્ષણ કરે?

**शकार**—શું કહેછે ? તે તારૂં રક્ષણ કરે ? જોઉં ત્યારે શી રીતે તે રક્ષણ કરેછે ? ( મારવા જાયછે.)

**वसंतसेना**—( ભયભીત થઈને ) માતા ! તું ક્યાં છે ! પ્રિય ચારૂદત્ત ! ઈચ્છા પૂર્ણ ન થતાં આ દાસીનું અકાળ મૃત્યુ થાયછે ! અરેરે આપનું હું છેવટે દરશન કરવા પણ ન પામી ! ચારૂદત્ત !! તને મારા છેલ્લા પ્રણામ હો !!!

**शकार**—અરે દાસીપુત્રી હજી પણ તે દુષ્ટનું નામ લેછો ( તેની મળચી પકડીને ) કર તે ભિખારીનું સ્મરણ—મર હવે. ( તેનું ગળું દાબીને પછાડેછે. વસંતસેના મુર્છિત થઈ પડી જાયછે તેનો શ્વાસ તપાસીને ) હવે મુઈ ખરી. ઠીક કામ થયું હવે વિટ આવે તે પેહેલાં આઘે જવું એ સારૂં. ( છેટે જઈ બેસેછે.)

**विट**—( પ્રવેશ કરી સ્વગત ) અરે ! આતો માર્ગમાંજ પગ પસારીને બેઠોછે ! કંઈ વિપરિત તો નહીં કર્યું હોય ! ( પાસે જઈને ) કાણેલીપુત્ર ! તારા કહેવા પ્રમાણે ચેટને સમજાવી લાવ્યો; હવે લાવ મારી થાપણ.

**शकार**—કઈ થાપણ.

**विट**—વસંતસેના.

**शकार**—તે તોગઈ.

**विट**—ક્યાં ?

**शकार**—તું કઈ દિશા ભણી ગયો હતો ?

**विट**—પૂર્વ દિશાએ.

**शकार**— તે દક્ષિણ દિશા ભણી ગઈ.

**विट**—હું પણ દક્ષિણ તરફથી આવ્યો.

**शकार**—તે ઉત્તર ભણી ગઈ હશે.

**विट**—તારા કલ્પિત શબ્દથી મને પ્રતીતી આવતી નથી, માટે ખરૂં બોલ.

**शकार**—ખરૂંજ કહું ?

**विट**—હા.

**शकार**—ત્યારે તો મેં એક મ્હોટું પરાક્રમ કર્યુંછે !

**विट**— શું ?

**शकार**—તે વસંતસેનાને મેં ગળે ચીપદઈ જોતાંજોતાંમાં મારી નાખી. જો–પણે રાજશાલક શકારનું શૂરત્વ !

**विट**—ધિક્કાર છે તને. નિર્દય ચાંડાલ ! આજથી તારૂં અન્નપાણી હરામ છે. વનમાં વાસ કરી ઘાસથી નિર્વાહ કરીશ, પણ તારૂં સ્ત્રીઘાતકનું મોંડું કદી નહીં જોઉં. ( વસંતસેના જયાં પડેલીછે ત્યાં જઈને કરૂણાયુક્ત જોતા થકો ) હા, વસંતસેના—

શાર્દૂલવિક્રીડિત.

ચાતૂરાઈ ઉદારતા તણી નદી, ચાલી વહી દક્ષિણે,
છોડી ઉર્વિ રતી વિલાસિની ગઈ, સ્વર્ગેજ જોતાં ક્ષણે;
આલંકાર શોભાવનારી સુશીલે, ચંદ્રામુખી કામિની,
રે ! ક્રીડારસ પાત્ર મીનનયની, કોકિલ ગજગામિની.

અરેરે ! તારી કેવી ગતી !

રે સૌજન્ય પ્રવાહિની સુવદની, રે ! રે ! મૃદુભાષિણી,
રે ! કંકાસ વિદારિણી ઘટસ્તની, કંદર્પ દુખહારિણી;
રે ! સૌભાગ્યણી રે ! ચિત્તહરણી, રે ! પદ્મની મોહિની,
આવી સુંદર દેહ છોડી ગઇ ક્યાં ? રે ! પ્રૌઢતા ધારિણી.

**चतुर्थ अंक समाप्त.**

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

### સ્થલ—રસ્તો.

**शकार**—( પ્રવેશ કરીને એકલો )

**શાર્દૂલવિક્રીડિત.**

પાણીમાં જળમાં અને ઉદકમાં, નાહ્યો બહુ પ્રેમથી,
વાડીમાં વનમાં અને ઉપવને, હું તો ફર્યો ક્ષેમથી;
નારી તેમ સ્ત્રીઓ અને યુવતિમાં, વીનોદથી હું ભમ્યો,
મિત્રો સાથ મધુર ગાયન તણી ક્રીડા કરી રે! રમ્યો.

(પોતાના કેશભણી જોતા )　**ઉપેન્દ્રવજ્રા.**

ક્ષણેક મેં કેશની ગાંઠ બાંધી,
ક્ષણે જટા તુલ્ય વણી ફરીથી;
ક્ષણે કરી કેશ છુટા ફરૂંછું,
મનુષ્યમાં ચિત્ર વિચિત્ર હું છું.

( જરા રહીને )

વિષના કિડા પ્રમાણે મેં બીજાનો નાશ કરવાને જે પ્રપંચ રચ્યોછે. તેમાં કોને હોમું, અથવા જે મેં દુષ્કર્મ કર્યું, તેનો આરોપ કોનાપર મુકું વારૂ ? ( વિચારીને ) હાં હાં ! યાદ આવ્યું, તે ચારૂદત્ત ઉપર આ દોષ મુકીશ તો લાગુ પડશે ખરો; માટે ચાલ હમણાંજ ન્યાયસભામાં જઈ ફરિયાદ કરૂ કે ચારૂદત્તે દ્રવ્યલોભે વસંતસેનાને મારી નાખી. ( જાયછે )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ન્યાયસભા.

**ન્યાયાધીશ, શોધનક, શ્રેષ્ટ—કાયસ્થ, શકાર, વિરક, ચારૂદત્ત. ડોસી અને વિદૂષક.**

**न्यायाधीश**—અરે શોધનક ! બહાર જઈને જો, કે ફરિયાદે કોણ કોણ આવ્યુંછે ?

**शोधनक**—જેવી આજ્ઞા. ( જરા આગળ જઈને ) અરે કોઈ ફરિયાદી છે કે ? ન્યાયાધીશ આજ્ઞા કરેછે, કે જે ફરિયાદી હોય તેમણે પોતાનું નામ કહેવું.

**शकार**—( પ્રવેશ કરીને ) અરે શોધનક ! ન્યાયાધીશને જણાવ, કે રાજશાલક વરપુરૂષ મનુષ્ય વાસુદેવ એવો જે શકાર, તે ફરિયાદે આવ્યોછે.

**शोधनक**—બહુ સારૂં. (ન્યાયાધીશ પાસે જઈને) મહારાજ, આજ રાજશાલક સંસ્થાનક ફરિયાદ લઈને આવ્યો છે.

**न्यायाधीश**—શું ? પ્રથમજ આજ શકાર ફરિયાદ લઈને આવ્યોછે ? સૂર્યોદય સમયનું ગ્રહણ કોઈ પણ મહાન પુરૂષનો નાશ સૂચવેછે. જા, તેને કહે, કે તારી ફરિયાદ કાલે સાંભળવામાં આવશે.

**शोधनक**—જેવી આજ્ઞા. ( શકારને ) મહારાજ, ન્યાયાધીશ આજ્ઞા કરેછે, કે આજ તું જા. કારણ–તારી ફરિયાદ સાંભળવાને આજે અવકાશ નથી.

**शकार**—( ક્રોધાયમાન થઈને ) શું મારી ફરિયાદ ન્યાયાધીશ આજ સાંભળશે નહીં ? કાંઇ ચિન્તા નહીં. મારો બનેવી, મારી બ્હેનનો વર, મારી માનો જમાઈ જે પાલક રાજા તેને હું વિનંતી કરીશ; તેમજ મારી મા તેની સાસુ, મારી બ્હેન તેની વહુ, સરવેને મારા પક્ષમાં લઈ, એ ન્યાયાધીશને રજા અપાવી, જો બીજાને તેની જગાએ ન રખાવું, તો હું રાજશાલક શકારજ નહીં. (જવા માંડેછે. )

**न्यायाधीश**—( સ્વગત ) એ મૂર્ખને વિષે બધું સંભવે. ( પ્રગટ ) વારૂ, આજ તમારી ફરિયાદ પેહેલાં સાંભળીશું.

**शकार**—( સ્વગત ) પહેલે તો કહ્યું, કે ફરિયાદી સાંભળવા અવકાશ નથી. પણ જ્યારે જુલાબ દીધો ત્યારે કેવો ઠેકાણે આવી ગયો ! ( ન્યાયાધીશ પાસે બેસેછે )

**न्यायाधीश**—તું ફરિયાદ છે, શું ?

**शकार**—હા.

**न्यायाधीश**—શી ફરિયાદી છે બોલો.

**शकार**—હું તમારા કાનમાં કહીશ. હું મોટા અડભંગ કુળમાં ઉત્પન્ન થયો છું, મારો બાપ રાજાનો સસરો, વળી રાજા મારા બાપનો જમાઈ છે, હું રાજાનો સાળો થાઉંછું, મારી બ્હેન રાજાની વહુ થાય અને રાજાની રાણી તે, મારી સગી પીત્રાઈ, અથવા પીત્રાઈ સગી બ્હેન થાય સમજ્યા !

**न्यायाधीश**—એ સર્વ છે ખરૂં. તથાપિ–

## ગીતિ.

જન્મે ઉત્તમ કુળમાં, પણ શિલહિન તે ઉત્તમ ન ગણાય;
મનહર ઉપવન માંહી, કંટક તરૂ અતિ વિના શ્રમે થાય.

( શકારને ) માટે તારૂં કાર્ય શું છે તે કહે.

**शकार**—હું એમ કહુંછું કે જો હું અપરાધ કરૂં તો મને કોઈ કંઈ કરનારછે વારૂ ? રાજાએ ખુશી થઇને મને ક્રીડા કરવા કહ્યો, કે રક્ષણ કરવા. છેદન કરવા કહ્યો, કે ભક્ષણ કરવા; પણ સર્વ બાગમાં જે શ્રેષ્ઠ પુષ્પ કરંડક નામે જીર્ણોદ્યાન તે આપ્યોછે, તે બાગ જોવા, પુષ્ટ કરવા, સુકવવા, સ્વચ્છ કરવા અથવા નાશ કરવા હું નિરંતર જાઉંછું, ત્યાં પડેલું સ્ત્રીનું કલેવર દૈવયોગે જોયુંછે અથવા નથી જોયું, હા મેં કાલે જોયું!

**न्यायाधीश**—તે સ્ત્રી કોની ? અને કોણ ? તે તમે જાણો છો ?

**शकार**—અહો ન્યાયાધીશ, હું કેમ ન જાણું ? તે આ નગરીનું ભૂષણ અને અલંકારથી ભૂષિત એવી વસંતસેના નામની ગણિકા–કોઈ કપૂતે ધનલોભે પુષ્પકરંડક બાગ સુનો જોઈને ત્યાં લઇ જઈ બલાત્કારે ગલે ચીપ દઈ મારીછે–મેં નહીં હો ! ( અરધું બોલી મ્હોડું ઢાંકેછે. )

**न्यायाधीश**—કેવો નગરરક્ષકોનો પ્રમાદ ! અરે શ્રેષ્ઠ કાયસ્થ, "મેં નહીં હો" એજ વ્યવહારનો પેહેલો પત્તો લખી રાખો.

**कायस्थ**—જેવી આજ્ઞા. ( લખીને ) મહારાજ લખી રાખ્યું.

**शकार**—( સ્વગત ) કેવું આ આશ્ચર્ય ! ઉતાવળથી બોલવામાં મેં પોતાનો પોતેજ નાશ કીધો. હવે નીવેડો લાવવો જોઈએ. ( પ્રગટ ) અહો ન્યાયાધીશ, હું બોલ્યો તે તમે સમજ્યા નહીં. મેંજ જોઇછે, એમ હું બોલ્યો. તેમાં ખાલી ગડબડ શું કરોછો ? (લખેલા અક્ષરો ભુંસી નાંખેછે. )

**न्यायाधीश**—ધનલોભે મારી એવું તેં કેમ જાણ્યું ?

**शकार**—એમાં શું મ્હોટી વાત. અલંકાર પ્હેરવાનાં જેટલાં સ્થાન તે બધાં અડવાં છે. માટે એવો તર્ક કરૂંછું.

**कायस्थ**—હા, એમ હોય તો તે તર્ક ખરો.

**शकार**—( સ્વગત ) ઈશ્વરે મને બચાવ્યો. મ્હોટું આશ્ચર્ય.

**यस्थ**—અહો ન્યાયાધીશ, આ તપાસ કોની ઉપર જશે વારૂ ?

**न्यायाधीश**—આ તપાસના બે પ્રકાર છે.

**श्रेष्ट-कायस्थ**—કયા બે પ્રકાર ?

**न्यायाधीश**—વાક્યાનુસારે નિર્ણય અને અર્થાનુસારે નિર્ણય. વાક્યાનુસારે નિર્ણય વાદી અને પ્રતિવાદીના બોલવા ઉપર થવો જોઈએ; અને અર્થાનુસારે તો ન્યાયાધીશની બુદ્ધી અને કૌશલ્ય ઉપર આધાર રાખેછે.

**कायस्थ**—ત્યારે તો આ તપાસ વસંતસેનાની મા તરફ જાયછે.

**न्यायाधीश**—એમાં શો સંદેહ—અરે શોધનક, જા તો–વસંતસેનાની માને કંઈ પણ દુઃખ ન દેતાં તેડી લાવ.

**शोधनक**—આજ્ઞા મહારાજ, જાઉંછું. ( જઈને તેડી લાવેછે.)

**न्यायाधीश**—ડોસી આવી ? સારૂં થયું બેસ.

**शकार**—( તિરસ્કારથી ) આવીકે ઘરડી ધીસોડી ! ઠીક થયું.

**न्यायाधीश**—ડોસી તું વસંતસેનાની મા થાય ?

**डोसी**—હા મહારાજ, હું તેની મા.

**न्यायाधीश**—વારૂ હાલ વસંતસેના ક્યાં ગઈછે ?

**डोसी**—તે પોતાના મિત્રને ઘેર ગઇછે.

**न्यायाधीश**—તેના મિત્રનું નામ શું ?

**डोसी**—( સ્વગત ) હાય ! હાય ! આ મ્હોટી શરમની વાત. (પ્રગટ) મહારાજ, એ બીજાઓ પુછે. આપ જેવાએ પુછવું ન જોઇએ.

**न्यायाधीश**—એમાં શરમ શામાટે જોઈએ ? આ ન્યાય છે તેજ તને પ્રશ્ન કરેછે.

**डोसी**—સાંભળો ત્યારે કહુંછું, મારી પુત્રીનો મિત્ર કોણ તે–સાગરદત્ત શેઠનો પુત્ર જનપ્રસિદ્ધ ચારૂદત્ત નામે શાહુકાર માણેકચોકમાં રહેછે તેને ત્યાં મારી કન્યા યૌવનસુખનો અનુભવ લેવા ગઈ છે.

**शकार**—( આવેશથી ઉઠીને ) સાંભળ્યુંકે સભાસદો ? આ અક્ષરો લખી રાખો–હવે ચારૂદત્ત ઉપર મારી ફરિયાદ છે.

**श्रेष्ठ-कायस्थ**—ચારૂદત્ત એનો મિત્ર છે, તેથી કંઈ અપરાધી ન ઠરે.

**न्यायाधीश**—ખરેજ આ લફરૂં ચારૂદત્ત ઉપર જાયછે, એમાં કંઈ શક નહીં. અરે ધનદત્ત, વસંતસેના ચારૂદત્તને ઘેર ગઈ એ લખી રાખ. હવે ચારૂદત્તને તેડાવવો જોઈએ, અથવા વ્યવહાર તેડાવેછે. અરે શોધનક, તે શ્રેષ્ટ ચારૂદત્ત પાસે જા. અને કંઈ કામ માટે ન્યાયાધીશ આપના દર્શનની ઇચ્છા કરેછે. માટે ત્યાં સુધી ચાલો. એમ કહીને કંઈ પણ દુઃખ ન દેતાં સત્કારપૂર્વક તેડી લાવ.

**शोधनक**—જેવી આજ્ઞા. ( જઇને તેડી લાવેછે ) આર્ય ચારૂદત્ત, આમ આ બાજુ.

**चारुदत्त**—( સ્વગત ) કંઈ પણ કારણ ન છતાં ન્યાયાધીશને મારૂં શું કામ પડયું હશે ? આર્યકને મેં બંધનથી મુક્ત કરી મારી ગાડીમાં બેસાડી દૂર નસાડી મુક્યો, તે વાત રાજાએ હેરને મ્હોડેથી જાણી તે અપરાધ માટે લાવ્યા હશે કે શું ? ખરેજ, મને અપશુકન થાયછે, મારી ડાબી આંખ

ફરકેછે; કાગડા વિક્રાળ શબ્દ કરેછે, એ સર્વે દુશ્ચિન્હનું શું કારણ હશે ! ( ન્યાયાધીશ પાસે જઈને ) અધિકારીઓનું કલ્યાણ થાઓ. આપનું કલ્યાણ હો.

**न्यायाधीश**—અરે શોધનક, આ આર્યને બેસવા આસન દે.

**शोधनक**—જેવી આજ્ઞા. ( આસન આપીને ) આ આસને બેસો આપ.

**चारुदत्त**—બહુ સારૂં. (બેસેછે. )

**शकार**—( ક્રોધથી ) આવ્યો ? સ્ત્રીઘાતકી આવ્યોકે ? ( ગર્વથી ) વાહવાહરે ન્યાય ! વાહવાહરે વ્યવહાર ! કેવો આ અધર્મ ! સ્ત્રીઘાતકીને બેસવાને આસન આપેછે ! ઠીકછે બેસવા દો. જોઈ લઈશ.

**न्यायाधीश**—આર્ય ચારૂદત્ત. આની છોકરી સાથે મિત્રાઈ પ્રીતિ ઓળખાણ કંઈછે શું ?

**चारुदत्त**—કોની ?

**न्यायाधीश**—આ ડોસીની. ( વસંતસેનાની મા તરફ આંગળી કરેછે. )

**चारुदत्त**—( તેને જોઈને ) આર્યા, તને અભિવંદન કરૂંછું.

**डोसी**—વત્સ તું દીર્ઘાયુ હો. ( સ્વગત ) આજ તે ચારૂદત્ત. કે જેને મારી પુત્રીએ પોતાનું નવયૌવન અર્પણ કર્યુંછે.

**न्यायाधीश**—આર્ય તે ગણિકા શું તારી મિત્રછે ?

**चारुदत्त**— (લજ્જિત થઈ નીચું જુવેછે.)

**शकार**—લાજથી અથવા ભયથી પોતાના દુષ્ટ કાર્યને આચ્છાદન કરે છે. દ્રવ્યલોભે સ્ત્રીનો ઘાત કરીને હવે મુનિવ્રત કેમ ધરે છે ? આ રાજાનો સાળો એવું કરનાર નહીં હો !"

**न्यायाधीश**—ચારૂદત્ત, અહીંઆ બ્રાહ્મણ સભાસદ છે, માટે શરમ ન રાખતાં નિર્ભય થઈ સત્ય હોય તે કહે. વ્યવહાર પ્રશ્ન કરે છે.

**चारुदत्त**—વારૂ ન્યાયાધીશ, મારો વ્યવહાર કોની સાથે છે ? અથવા મારાપર ફરિયાદી કોણ છે ?

**शकार**—અરે મારી સાથે વ્યવહાર છે, હું ફરિયાદી.

**चारुदत्त**—તારી સાથે મારો વ્યવહાર સીધો નથી.

**न्यायाधीश**—આર્ય ચારૂદત્ત, રહેવા દે. તેની સાથે શામાટે બોલેછે ? અમે પુછીએછે, કે બોલ–તે ગણિકા તારી મિત્ર છે કે નહીં ?

**चारुदत्त**—હા છે ખરી.

**न्यायाधीश**—વારૂ ત્યારે હાલ તે વસંતસેના ક્યાં છે ?

**चारुदत्त**—તે પોતાને ઘેર ગઈ.

**श्रे॰ कायस्थ**—ઘેર ગઈ? ક્યારે ગઈ, ને તેની સાથે કોણ હતું ?

**चारुदत्त**—( સ્વગત ) હવે શુ કહું ? ( વિચાર કરતો બેસે છે.)

**श्रे॰कायस्थ**—આર્ય કહે વહેલો,

**चारुदत्त**—તે ઘેર ગઈ એટલુંજ હું જાણું છું. બીજું મારાથી કહેવાતું નથી.

**शकार**—અરે મારા પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં તેને લઇ જઈને ધનલોભે બલાત્કારે મારી નાખી. અને હવે તે ઘેર ગઈ એવું બહાનું કાહાડે છે.

**चारुदत्त**—બંધ કર તારૂં બોલવું મૂર્ખ. અસત્ય ભાષણ શા માટે કરે છે ! તારા મુખ તરફ જોતાં ગુપ્તપણે અકાર્ય કરનાર પ્રમાણે તારા હોઠ કાળા દેખાય છે અને હેમંત રૂતુના કમલ પ્રમાણે તારૂં મ્હોડું નિસ્તેજ દેખાય છે.

**न्यायाधीश**—મેરૂનું વજન કરવું, ભુજવડે સમુદ્ર તરવો અથવા વાયુને મુષ્ટિમાં પકડવો એ બનેજ નહીં, તેજ પ્રમાણે ચારૂદત્તપર દોષ મુકવો તે ખોટો.

**शकार**—આ ન્યાયમાં પક્ષપાત થાય છે.

**न्यायाधीश**—જેણે અખૂટ ભંડાર લોકોને ઇચ્છાપૂર્વક દાન દેવામાં વાપરી નાખ્યો, અને નિત્ય સ્વધર્મ પ્રમાણે વર્તનારો એવો જે દયાળુ ચારૂદત્ત. તે શું દ્રવ્ય અર્થે આવું મહા પાપ કરે ?

**शकार**—પક્ષપાતિ ન્યાય થાય છે હો !

**डोसी**—અરે દુષ્ટ ! જેને ત્યાં રાખેલી થાપણ ચોર ચોરી કરી લઇ ગયા, તેના બદલામાં પૃથ્વીના મુલ્યની રત્નમાલા આપી તે શું એવું અકાર્ય કરે ? નહીં, કોઈ બીજાનુંજ એ કામ—અરેરે ! મારી વ્હાલી પુત્રી ! તું મને છોડીને ક્યાં ગઈ!

**न्यायाधीश**—આર્ય ચારૂદત્ત ! તે ચાલીને ગઈ કે ગાડીમાં બેસીને ગઈ ?

**चारुदत्त**—ખરૂં પુછો તો મારા દેખતાં તે નથી ગઈ, ત્યારે શું કહું ?

( ક્રોધાયમાન થયલો વિરક આવેછે. )

**विरक**—( પાસે જઈને ) હું સર્વ અધિકારીઓને પ્રણામ કરૂં છું.

**न्यायाधीश**—કોણ આ નગરરક્ષકનો નાયક વિરક ? અહીંઆ આવવું કેમ થયું ?

**विरक**—સાંભળો મહારાજ, આર્યક બંધીખાનેથી બેડા ભાગી નાસી ગયો, તેને હું શોધતો હતો; તેવામાં એક ઢાંકેલી ગાડી ચાલી જતી હતી, તે કોની છે અને ક્યાં જાયછે એમ હું પુછતો હતો. તેવામાં "તું જોનાર

કોણ હુંજ જોઇશ " એમ આડાઇ કરી મને ચંદનકે લાતો મારી, જે અપરાધ આપને હું જણાવવા આવ્યો છું.

**न्यायाधीश**--વારૂ તે ગાડી કોની હતી તે કંઇ જણાયું ?

**विरक**--તે ગાડીવાનને પુછવાથી કહ્યું, કે આ ગાડી ચારૂદત્તની છે, તેમાં વસંતસેના બેસીને પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં જાયછે.

**शकार**--સાંભળ્યું હવે. આ ઉપરથી મારૂં કહેવું ખરૂં કે ખોટું, તે તમારા ધ્યાનમાં આવ્યું હશે.

**न्यायाधीश**--વિરક, તારો ન્યાય પછીથી કરીશું, હમણા તો તું બહાર ઘોડો તૈયાર છે તે ઉપર બેસીને પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં જઇને જો, કે કોઇ સ્ત્રીનું શબ ત્યાં પડયું છે કે નહીં.

**विरक**--જેવી આજ્ઞા. ( જાયછે. )

**चारुदत्त**--( સ્વગત ) કેવું આ દુશ્ચિન્હ !

### વસંતતિલકા.

રે ! વામ નેત્ર ફરકી દુખ સૂચવેછે,
આ સવ્યભૂજ થડકી મન ત્રાસ દે છે;
હા ! કાક ક્રૂર સ્વરથી કરતા પુકાર,
કે છે જીવિત ગણતું તુજ થોડિવાર.

**विरक**--( પ્રવેશ કરીને ) મેં જીર્ણોદ્યાનમાં જઇને જોયું તો ત્યાં એક સ્ત્રીનું શબ પશુપક્ષીએ ખાધેલું પડયું છે.

**न्यायाधीश**--તેં કેમ જાણ્યું, કે તે સ્ત્રીનુંજ કલેવર છે ?

**विरक**--ત્યાં કેશ તથા હાથ પગ તુટી પડેલા છે તેથી.

**न्यायाधीश**--ધિઃકાર છે લોકોની નિર્દયતાને. ( ચારૂદત્તને )

### માલિનીછંદ.

તજી શરમ બધી તું, જાણ વ્હેવાર આને.
નિરભય થઇ કે'તું, સર્વ આ ન્યાય સ્થાને;
કપટ ઘડિ ન ચાલે, આ સ્થળે તો લગાર,
ધરિધિરજ નિશંકે, સત્ય છે તે ઉચ્ચાર.

**चारुदत्त**--શું કહું મહારાજ—

### વસંતતિલકા.

પુષ્પે ભરિત મૃદુ પુષ્પ લતા નમાવી,
તોડયાં ન ફુલ કદિ મેં ક્રૂરતા જણાવી;

તે દીર્ઘ કેશ કરમાં ધરિ શું હું મારૂં,
દ્રવ્યાર્થ રોતિ યુવતિ, ક્યમ શક્ય વારૂ ?

**शकार**—કેમરે અધિકારીઓ, હજી તમે પક્ષપાતે ન્યાય ચલાવો છો ? આ ચારૂદત્ત પરિપૂર્ણ દોષિત છતાં આસનઉપર બેસવા દોછો ?

**न्यायाधीश**—તેમ કર શોધનક.

**शोधनक**—ચારૂદત્ત ! ન્યાય તને આસન ઉપરથી નીચે ઉતરવાની આજ્ઞા કરેછે.

**चारुदत्त**—વિચાર કરો અધિકારીઓ વિચાર કરો. ( આસનથી નીચે ઉતરેછે.)

**शकार**—( સ્વગત ) વાહવાઃ મેં કરેલું પાપ બીજાને માથે કેવું પડયું, જુવો! ( પ્રગટ ) અરે ચારૂદત્ત, મારી તરફ જો. અને મેંજ મારી એમ બોલ. બોલેછે કે નહીં ?

**चारुदत्त**--અધિકારીઓ વિચાર કરો. ( સ્વગત. )

વસંતતિલકા.

હે મિત્ર ! ક્યાંથી જીવઘાતક કાળ આવ્યો.
હે નારી ! જન્મ તુજ શ્રેષ્ઠ કુળે ગણાયો;
હા ! રોહસેન ! મમ જાણ નહીં વિપત્તી,
તારી ન થાય કદિ કલ્પિત ચિત્તવૃત્તી.

(એવામાં દાગીનાની ગાંસડી બગલમાં લઈને વિદૂષક આવેછે.)

**विदूषक**--( સ્વગત ) મારા મિત્ર ચારૂદત્તે મને વસંતસેના પાસે જવાનું કહીને કહ્યું, કે "જે અલંકાર રોહસેનને ગાડી કરવા આપ્યા છે, તે વસંતસેનાને પાછા આપી આવ" એમ કહીને આ દાગીના આપ્યા. તે લઈને વસંતસેનાને આપવા જતો હતો, તેવામાં રેભીલે મને કહ્યું, કે "ચારૂદત્તને ન્યાયાધીશનું તેડું આવ્યું છે; તેથી તે ન્યાયસભામાં ગયાછે, તો શા માટે ન્યાયાધીશનું તેડું આવ્યું, તે પેહેલા જોઉં ને પછીજ વસંતસેના પાસે જાઉં. ( સભા તરફ આવીને ) અધિકારીઓ કુશલ રહો. મારો મિત્ર ચારૂદત્ત ક્યાંછે ?

**न्यायाधीश**—તે રહ્યો જો.

**विदूषक**—મિત્ર, કુશલ તો છેને ?

**चारुदत्त**—રહ્યો' તો.

**विदूषक**—કેમ ? એમ કાં બોલેછે ?

**चारुदत्त**—ત્યારે શું કહું, કારણ—

ગીતિ.

મેં તે દુષ્ટ મનુષ્યે, નગણી પરલોક બીકને મનથી;
રતિ સમ વસંતસેના,—

**शकार**—　　—સત્વર વદ કે મેં મારી નાંખી.

**विदूषक**—( ચારૂદત્તની પાસે જઈને ) શું થયું ?

**चारुदत्त**—( વિદૂષકના કાનમાં કહીને ) એ પ્રમાણે ( બતાવીને ) આ દુષ્ટ શકાર મારાપર આરોપ ચડાવે છે.

**विदूषक**—( ન્યાયાધીશ ભણી જોઈને ) અહો અધિકારીઓ, તમે સુજ્ઞછો. વિચાર કરો–કે જે પુરૂષે લોક પરોપકારાર્થે બાગ, દેવાલય, તલાવ, વાવ ઈત્યાદિ શ્રેષ્ઠ કાર્ય કરીને આ ઉજ્જયની નગરી દીપાવી, અને જેણે ઉદારપણે ગરીબોને પુષ્કળ ધન આપ્યું, તે પુરૂષ હાલમાં દરિદ્રી ને અસમર્થ થયો તેથી ધનલોભે એવું બુરૂં કામ કરે એ તમને ખરૂં કેમ ભાસે છે. ( શકારને ક્રોધથી ) અરે નિર્દય ! શઠ ! સુજનઘાતક ! શરીરે સોનાના દાગીના પહેરીને મર્કટ પ્રમાણે નાચીને શું પ્રતિષ્ઠા દેખાડેછે ? બોલ, બોલ–મારી તરફ ફરીને ! અરે મારો મિત્ર ચારૂદત્ત કેવો દયાળુછે, કેવો ઉદાર છે; એની યોગ્યતાની તને વાનરને શી ખબર ! મૃદુપલ્લવ તુટે એવા ભયથી પુષ્પલેવા લતાને પણ ખેંચી નમાવતો નથી, તે આવું ઉભય લોકવિરૂદ્ધ દુષ્કર્મ કેમ કરે ? એવા દયાળુ પુરૂષપર લાંછન મુકતાં તારી જીભ કાં ન તુટી પડી ?

**शकार**—સાંભળો તમે ન્યાયાધીશ સાંભળો. ચારૂદત્ત સાથે મારો વ્યવહાર ચાલતાં છતાં આ ભિખારી વચ્ચે બોલનાર કોણ ? (વિદૂષકને) સબુર દુષ્ટ ! હમણાંજ તારો ગર્વ ઉતારૂંછું.

**विदूषक**—બેસ, બેસ–કાગડા ! તારાથી શું થવાનું છે ? હમણાંજ તારા હૃદય જેવા આ કુટિલ દંડુકાએ તારૂં માથુંજ ફોડી નાખું છું.

( વિદૂષક દંડુકો ઉગામે છે, શકાર તેને ક્રોધાયમાન થઈને ધક્કો મારેછે. વિદૂષક તેની સામે ધસીને મારવા જાયછે તેથી બગલમાંથી અલંકારનું પોટકું નીચે પડી જાયછે.)

**शकार**—( તે પોટકું ઉપાડી દાગીના જોઈને ) જુવો, જુવો. આજ તે અલંકાર કે જેને માટે વસંતસેનાને મારી નાખી.

**श्रे० काय०**—( વસંતસેનાની માને ) ડોસી, જો. એ દાગીના તારી પુત્રીના છે કે નહીં ?

**डोसी**—( દાગીના જોઈને ) તેના જેવા દેખાયછે ખરા, પણ તે નહીં.

**शकार**—એઃ ઘરડી કુટણી આંખોથી બોલેછે પણ જીભથી જોતી નથી !

**શ્રે૦ કાય૦**—વારૂ ચારૂદત્ત, આ દાગીના શું તારા છે ?

**चारुदत्त**—નહીં, નહીં.

**શ્રે૦ કાય૦**—ત્યારે એ કોના ?

**चारुदत्त**—અહીં આ જે ડોસી બેઠીછે તેની પુત્રીના.

**શ્રે૦ કાય૦**—ત્યારે એ તારીપાસે કેમ આવ્યા ?

**चारुदत्त**—કેમ આવ્યા તે કહુંછું સાંભળો.

**શ્રે૦ કાય૦**—આર્ય ચારૂદત્ત, સત્ય હોય તે કહેજે. કારણ—

ગીતિ.

પ્રાપ્તિ સુખની સત્યે, સત્ય છોડતાં થાય બહુ પાપ;
સત્યને અસત્યનું તો, ઢાંકણ કરતાં પમાય પરિતાપ.

**चारुदत्त**—માટેજ કહુંછું. એ દાગીના તેના અંગ ઉપર ક્યારે હતા ને ક્યારે નીકળ્યા તે હું કહી શકતો નથી. પણ હાલ એ મારા ઘર ભણીથી આવ્યા એટલું હું જાણુંછું.

**शकार**—હં: જીર્ણોદ્યાનમાં લઈ જઈને મારી નાખી દાગીના ઉતારી લીધા. અને હવે તો જાણે કેમ કાંઈ જાણતોજ ન હોય! (જરા રહીને) તું જાણતો નથી ત્યારે દાગીના તારે ઘેર શીરીતે આવ્યા-બોલ ?

**न्यायाधीश**—આર્ય ચારૂદત્ત, ખરૂં હોય તે કહે. નહીં તો તારી કોમળ દેહને તીક્ષણ ચાબુકનો માર પડશે.

**चारुदत्त**—થનાર આગળ ઉપાય નથી. હું નિર્દોષ છું તે છતાં તમે અપરાધી ગણશો તો લાચાર, ( સ્વગત ) અરેરે ! હવે વસંતસેના વિના જીવીને શું કરવું છે !

**शकार**—એમ ઢોંગ શું કરે છે ? કેહે કે મેં મારી નાખી.

**चारुदत्त**—એતો તુંજ બોલ.

**शकार**—( તાળી વગાડી ) સાંભળો, સાંભળો-અધિકારીઓ! એણે મારી એવું એનાજ બોલવા ઉપરથી સિદ્ધ થયું. માટે આ ચારૂદત્તને શિક્ષા કરવી હોય તે કરો.

**न्यायाधीश**—અરે શોધનક ! શકાર કહે છે તેમજ થવું જોઈએ. રાજસેવકો પકડો ચારૂદત્તને બાંધો. ( સેવકો તેમ કરેછે. )

**डोसी**—દયા કરો, દયા કરો મહારાજ. આ દયાળુ ચારૂદત્ત એવું અકાર્ય કરે નહીં. મારી પુત્રીને કોણ જાણે કોણ મારનાર હશે ! માટે ચારૂદત્તને બચાવો. વળી હું વિનંતી કરૂં છું, કે ન્યાય વાદી પ્રતિવાદીનો છે, તેથી મારો કંઈ દાવો એ પુરૂષપર નથી; માટે આપ દયા કરી છોડી મુકો.

**शकार**--અરે ગર્ભદાસી ચાલ અહીંઆથી.

**न्यायाधीश**--અરે બાઇ, હવે એ બોલવું વ્યર્થ છે; માટે તું જા. રાજસેવકો એને બહાર કહાડો.

**डोसी**—હે બાળ ! હે પુત્ર ! હે સત્પુરૂષ ! હે ચારૂદત્ત ! આવોજ તારો પરિણામ આવ્યો ! હાય ! હાય !! ( જાયછે. )

**शकार**--( સ્વગત ) વાહવાહ ! મેં આજે કેવો જય મેળવ્યો !

**न्यायाधीश**--અરે શોધનક ! પાલક રાજાને અમારી વિનંતી કહે, કે આ વિપ્ર અપરાધી છે, તો પણ મનુના વચન પ્રમાણે તેને મારવો ન જોઈએ: તેથી શી શિક્ષા કરવી તેની આજ્ઞા કરો.

**शोधनक**--જેવી આજ્ઞા. ( જાયછે. )

**चारुदत्त**--( સ્વગત )

વસંતતિલકા.

જેવું પ્રફુલ્લિત થઈ ફુલ ઊઘડે છે,
આવી અલી ત્વરિતથી રસ ચૂસિ લેછે;
જ્યારે વિપત્તી જનને બહુ પ્રાપ્ત થાયે,
છિદ્રો અનર્થમય તે સમયે પમાયે.

**शोधनक**--( પ્રવેશ કરીને ) મહારાજ મેં આપની આજ્ઞા પ્રમાણે વૃત્તાંત કહ્યો, પણ પાળક રાજાએ આજ્ઞા કરી છે, કે "દ્રવ્ય લોભે જેણે સ્ત્રીને મારી છે તે બ્રાહ્મણ હોય તો પણ તેને દક્ષિણ સ્મશાનમાં લઈ જઈ શૂળીએ ચડાવો-અને જાહેર કરો, કે જે કોઈ આવો અપરાધ કરે. તેને આ પ્રમાણે શિક્ષા કરવામાં આવેછે."

**चारुदत्त**—કેવો આ અવિવેક. પાળક રાજાએ કંઈ પણ વિચાર ન કર્યો.
( આકાશ તરફ જોઈને )

શિખરિણી.

તપાસી વન્હીકે, વિષજળ થકી આ મુજ વપુ,
પછી છોડી મેલો, અધવિન હણો શું થઇ રિપુ;
અરીના કે'વાથી, હણિશ ભુપ જો બ્રાહ્મણ કદી,
થઈ પાપી નર્કે, પડિશ કુળ સાથે કહું નકી.

( વિદૂષકને )

વ્હાલા મૈત્રેય ! જા મારી માતાને પ્રણામ કહે. એને પુત્રવિયોગ ન સાલે તેમ કર. તથા મારી સ્ત્રીને દીલાસો દેજે. અને મારો પુત્ર ! અરે

મારો વ્હાલો રોહસેન ! જે હજી બાલક છે, તેનું પ્રતિપાલન કરજે; અરે તે પોતાના દુર્દૈવી પિતાને વિસરી જાય તેવું વ્હાલ દેખાડજે. અરેરે ! આવી દુઃખી સ્થિતિમાં તમને રઝળતા છોડવાનુંજ મારા ભાગ્યમાં સરજેલું !

**विदूषक**—મૂળ તુટયા પછી વૃક્ષનું પાળન શી રીતે થાય.

**चारुदत्त**—મિત્ર એમ કહીશમાં.

ગીતિ.

પુત્ર પિતાની પ્રતિમા, રોહસેન ત્યમ મમરૂપે સમજી;
પ્રેમ તારો મમપ્રત્યે, જેછે તે તું ઉતાર ત્યાં મનથી.

**विदूषक**—અરે તું મને પ્રાણકરતાં પણ અધિક પ્રિય છતાં તારા વિયોગમાં હું શીરીતે જીવી શકીશ. (જાયછે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—રાજમાર્ગ.

ચારૂદત્ત, ચાંડાલો, વિદૂષક, રોહસેન, સ્થાવરક, શકાર, અને લોકો.

( બંધનયુક્ત ચારૂદત્તને બે ચંડાલો લઈ આવેછે)

**चारुदत्त**—( ખેદપામોને ) મન્દાક્રાન્તા.

ભીંજ્યું મારૂં, નયન ઉદકે ગાત્ર આજે શિથીલ;
પ્હેરાવ્યો છે, કરણ ફૂલનો હાર આ કંઠલાલ;
છે જો અર્ચ્યું, મુજ તનપરે રક્ત ભુંડું ગુલાલ;
નિર્ખે કાગો, બલિ ગણિ મને દૂરના મોતકાલ.

આહા ! મનુષ્યનું ભાગ્ય કેવું અકલિત છે ! આ મારી કેવી દશા !
( બારીઓ તરફ જોઇને )

વસંતતિલકા.

બેસી અગાસી થકી સુંદરીઓ નિહાળે,
બારી અટારી મહીંથી શિશુઓ નિહાળે;
આ હાય ! ચારૂદત્ત આંગલીએ બતાવે,
મારી દશાપર અરે ! બહુ ખેદ લાવે.

**૧ લો ચંડાલ**--ચારૂદત્ત અહીં આવ. અહીંઆ ઉભો રહે. ( બીજા સેવકને ) આ ચકલો છે, ઢંઢેરો પીટવાની આ જગ્યા; તું મ્હોટેથી અપરાધ બોલ- હું ઢોલ વગાડું છું ( લોકોનું ટોળું આવેછે. )

**ચંડાલ**—સાંભળો ઓ લોકો. આ સાગરદત્ત શેઠનો પુત્ર નામે શ્રેષ્ઠ ચારૂદત્ત અન્યાઇ છે. એ ઉજ્જયની નગરીની નામાંકિત ગણિકા જે વસંતસેના તેને ધનલોભે પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં ગળચી પકડી મારી નાખવાના અપરાધમાં પકડાયોછે; અથવા એણે પોતેજ કબુલ કર્યું છે. તેથી પાળક રાજાએ એને દેહાન્ત દન્ડની શિક્ષા કરી છે. માટે કોઈ પણ માણસ એવો અપરાધ કરશે, તેને પાળક રાજા એજ શિક્ષા કરશે.

**ચારુદત્ત**—( ખિન્ન થઈ સ્વગત ) હાય ! હાય ! ! પ્રભુ આ શું ! ! ! એ કેવું દૂષણ ! શિવ ! શિવ ! ! પ્રિય વસંતસેના ! તને હું એમ કરીશ શું !

### શિખરિણી.

મૃદુ ઓષ્ટો જેના, કમળ સમ રંગે ઝળકતા,
દિપે દંતો પંક્તી. ગતિ હરિ કરિની વિચરતાં;
પિધું આલીંગી મેં, અધરરસ સુધા પ્રથમથી,
પછી તે મ્હોડેથી, વિષ કયમ પિવયે મુજ થકી.

**૨ જો ચંડાલ**--બાજુ થાઓ, લોકો બાજુ થાઓ. (લોકો જવા માંડે છે.)

**ચારુદત્ત**--( ચોતરફ જોઈ ) **ઈન્દ્રવજ્રા.**

મિત્રો બધા હાથથી ઢાંકી મોંને,
જાતા અરે દૂર કહૂં હું કોને !
મિત્રો સહૂ સૂખતણાજ સાથી,
દીસે ન કોઈ દુખમાંજ સાથી.

**૧ લો ચંડાલ**--હું: ચારૂદત્ત, ચાલવા માંડ આગળ.

**ચારુદત્ત**—(નિશ્વાસ નાખીને)

### વસંતતિલકા.

હે મિત્ર ! કયાંથિ જીવઘાતક કાળ આવ્યો,
હે નારી ! જન્મ તુજ શ્રેષ્ઠ કુળે ગણાયો;
હા ! રોહસેન ! મમ જાણ નહિં વિપત્તી,
તારી ન થાય કદિ કષ્ટિત ચિત્તવૃત્તી.

અહો ! મ્હેતરો, તમે ચંડાલ છો, તોપણ પાળક રાજા જેવા નિર્દય નથી. માટે મારી એક પ્રાર્થના સાંભળો.

**१ लो चंडाल**—બોલ શું કહેવા માગે છે ?

**चारुदत्त**—એજ, કે હું પરલોક જાઉં તે પહેલાં મારો રોહસેન—મારો પુત્ર જે મારા પ્રાણ કરતાં મને પ્રિયછે, તેનું મુખાવલોકન કરાવો; અરે કોઇ દયા કરીને તેને મારી આગળ તેડી લાવો, કે તેના હતભાગ્ય પિતાની તે છેલી ભેટ લઈ જાય. અરે! મારા વિના તારી અવસ્થા શી થશે. રોહસેન! (અંદરથી અવાજ થાયછે.) હે તાત! હે પિતા! હું આ આવ્યો !!

**चारुदत्त**—(અંદર જોઈ) હા મારા પ્રાણ ! તું યાદ કરતાં આવ્યો ! ( વિદૂષક તથા રોહસેન આવેછે.)

**रोहसेन**—અરે ! પિતાજી તમે ક્યાં જાઓછો ! ( ગળે વળગી પડેછે.)

**विदूषक**—પ્રિયમિત્ર ! હવે હું તને ક્યાં જોઈશ !

**चारुदत्त**—પુત્ર રોહસેન ! ( વિદૂષકને ) વ્હાલા મિત્ર ! કેવું આ કષ્ટ !!

**चंडालो**—ચાલ, ચારૂદત્ત હવે ચાલ જલદી.

**रोहसेन**—અરે-અરે ! ચંડાલો મારા પિતાને ક્યાં લઈ જાઓછો ?

**चारुदत्त**—હુંજ કહુંછું વ્હાલા પુત્ર ! સાંભળ.

વસંતતિલકા.

જો સૂત નાખી ફુલની મુજકંઠ માલ,
આ સ્કંધ ઉપર શુલી રહી તે નિહાલ;
ચંડાલ લેઈ વધસ્થાન ભણીજ જાય,
જેવી રિતે બકરૂં હોમ વિશે ઝલાય.

**रोहसेन**—( ચંડાલોને ) અરે મારા પિતાને મારોછો કાં ?

**चंडालो**—અરેબાલક ! રાજાની આજ્ઞા તારા પિતાને મારે છે, અમે નથી મારતા.

**रोहसेन**—ભલા માણુસ ! મને મારો, પણ મારા પિતાને છોડીદ્યો.

**चंडालो**—અહા ! કેવા અક્ષર મોહમાંથી નીકળ્યા, સુપુત્ર ! તું ચિરંકાળ સુધી જીવતો રહે.

**चारुदत्त**—( આંખમાં આંસુ લાવી પુત્રને છાતી સાથે દાબીને )

દોહરો.

દિસે પ્રેમ સરખો બધે, કાં રાજા કાં રંક;
ચંદનથી શીતલ ઘણો, અલીને મન મકરંદ.

**विदूषक**—અરે ભાઇઓ ! મારા પ્રિયમિત્ર ચારૂદત્તને છોડી તેની જગ્યાએ મને મારો.

**२ जो चंडाल**— જો તારૂં નામ આવ્યું, માટે આજ તુંજ વધ કર.
**१ लो चंडाल**—ઠીક મારી વારી છે તો બે ઘડી પછી મારીશ.
**२ जो चंडाल**—કેમ ?
**१ लो चंडाल**—મારા બાપે મરતી વખત કહ્યું હતું કે "વિરક, મારી મરતા વખતની શિખામણ એ છે, કે વધ કરતાં બે ત્રણ ઘડી ખોટી થવું; એકાએક નાશ કરવો નહીં."
**२ जो चंडाल**—તેનું કારણ શું ?
**१ लो चंडाल**—તેનું કારણ એજ, કે કોઈ સાધુપુરૂષ દ્રવ્ય ખરચી ફાંસીથી કેદીને છોડાવે; કદાચિત રાજાને પુત્ર પ્રાપ્ત થાય તો તેના મહોત્સવમાં કેદીને છોડી દે; કોઈ સમયે મદાંધ હાથીના છુટવાથી તેના ગડબડાટમાં છુટી જાય; અથવા રાજાની પદભ્રષ્ટતા થવાથી બીજો રાજા રાજ્યાસનપર બેસે તેની ખુશાલીમાં છોડી દે.
**शकार**—( આશ્ચર્ય પામી ) શું રાજાની પદભ્રષ્ટતા ?
**२ जो चंडाल**—અરે આતો એક તર્ક છે, આવું કદી કોઈ ઠેકાણે થયું હશે?
**शकार**—(ચંડાલને) વહેલો એ પાપીને પરલોકમાં પહોંચતો કર.
**चंडालो**—ચારૂદત્ત. અમે તને મારતા નથી, પણ રાજાજ્ઞા મારેછે; માટે હવે તારે જેનું સ્મરણ કરવું હોય તેનું થોડીવાર કરી લે.
**चारुदत्त**—આ સમયે ધર્મવિના કોનું સ્મરણ કરૂં.

### વસંતતિલકા.

જો હોય ધર્મ મુજ મિત્ર અરે ન જાશો.
આવો પ્રસંગ અરીને નહીં પ્રાપ્ત થાશો;
આવી પ્રિયા દુખ થકી મુજને ઉગારો.
મારૂં કલંક મુજ શીર થકી નિવારો.

( ચંડાલ તરવાર મ્યાનમાંથી કહાડે છે. )

**चारुदत्त**--પ્રિય વસંતસેના ! હમણાંજ હું તને સ્વર્ગમાં આવી મળુંછું.
**चंडाल**—ચારૂદત્ત, તારૂં માથું આ પથ્થર ઉપર ગોઠવ. ( ચારૂદત્ત તેમ કરેછે ને ચંડાળ તરવાર મારવા જાયછે તેટલામાં નેપથ્યમાંથી) સબુર કરો. સબુર કરો. ચંડાલો, મારશો નહીં–મારશો નહીં.
**चंडालो**—( આશ્ચર્યપૂર્વક તે ભણી જોઇને ) અરે આ કોણ ના કહેછે ?

(તેટલામાં વ્યગ્ર ચયલી વસંતસેના જતી સાથે પ્રવેશ કરેછે.)

**वसंतसेना**—અરે! ચારૂદત્ત આ શું ? ( ભેટેછે. )
**जती**—અહા: ચારૂદત્ત! આ તારી સ્થિતિ ! ( પગમાં પડેછે. )

**चंडाल**—(ભય પામી) કોણુ વસંતસેના ! બહુ સારૂં થયું, કે અમે આ સત્પુરૂષને માર્યો નહીં. શું તું જીવતી છું ?

**जती**—( ચંડાલને ) ચારૂદત્ત બચશેના ?

**चंडालो**—નિ:શંક. હવે સોવર્ષ સુધી.

**वसंतसेना**—( હર્ષથી ) અહાઃ મને ફરી જીવ પ્રાપ્ત થયો.

**चंडाल**—આ વાત રાજાને જણાવવી જોઇએ. ( જાયછે. )

**शकार**—( વસંતસેનાને જેવાથી ભયભીત થયલો ઉભો હતો તે સ્વગત ) અરે આ ગર્ભદાસી જીવતી કેમ થઈ! કોણે એને બચાવી ! હવે મારો પ્રાણુ નીકળી જવાની તૈયારીમાં છે; માટે અહીંઆથી નાસી જવું તેજ સારૂં.

( ગુપચુપ નાસી જાયછે. )

**चारुदत्त**—( વિસ્મય થઈને. )

### ઉપેન્દ્રવજ્રા.

આ બીજી શું હોય વસંતસેના !
વ્યોમેથી આવી શું મને કળેના ?
ભ્રાન્તિથી મારૂં મનડું નિહાળે,
છે જીવતી સંશય ના લગારે.

અથવા—

### ગીતિ.

ઉગારવા જીવ મારો, સ્વર્ગેથી શું તે પાછી આવી;
કે સમરૂપે તેથી બીજે રૂપે અરે શું તે આવી !

**वसंतसेना**—(આંખમાં આંસુસાથે તેના પગમાં પડી) આર્ય ચારૂદત્ત, હુંજ તે પાપિણી; કે જેને માટે તારી આ પ્રમાણે અયોગ્ય દશા થઈ.

**चारुदत्त**—હા ખરૂં. તેજ આ વસંતસેના.

### ગીતિ.

અશ્રુજલથી સ્તનને, અરે કોણુ ભીંજવતી આવી આ;
મૃત્યુ મુખમાં પડતાં, શું આવીછે સજીવની વિદ્યા.

પ્રિય વસંતસેના ! શું કહું—

### વસંતતિલકા.

તારે નિમિત્ત મુજ દેહ ફસ્યો હતો જે,
તારા થકીજ દુખમાંથિ છુટયો હવે તે;
છે શો પ્રભાવ પ્રિય દર્શન શ્રેયકારી,
અત્યંત હર્ષ મુજ અંતર થાય પ્યારી.

આહા: પ્રિય ! કેવો ફેરફાર !

### શાર્દૂલવિક્રીડિત.

દેતું જે મન ત્રાસ અંબર અરે, તેવીજ માળા ગળે;
દીસે તે શુભલગ્ન વેળ સમ આ, ભ્રાન્તિ જરા ના મળે;
જે આ વાદ્ય વિચિત્ર નાદ કરતાં, મૃત્યુ સમેની ક્રિયા;
તે લગ્ને જ્યમ હોય તેમ મધુરાં, લાગે હવે હે ! પ્રિયા.

**वसंतसेना**—હે આર્ય ! તું ચતુર છતાં આવો બનાવ કેમ બન્યો !
**चारुदत्त**—પ્રિયા, મેં તને મારી માટે–એમ થયું.

### ગીતિ.

બલિષ્ટરિપુ આ જન્મે, પ્રાપ્ત થયો જે દુર્દૈવે પ્યારી;
પોતે નરકે પડતાં, મને નાંખવા બદલે મતિ ધારી.

**वसंतसेना**—શિવ ! શિવ !! કેવું એ અનુચિત ! રાજશાલકે મને મારી; મુઈતીજ—પણ આપના ચરણપ્રતાપે બચી.
**चारुदत्त**—(જતીને જોઈ) આ કોણ છે ?
**वसंतसेना**—તે દુષ્ટે મને મારી, ને આ સત્પુરૂષે મને ઉગારી.
**चारुदत्त**—(જતીને) કારણવગર ઉપકાર કરનાર એવો તું ધર્માત્મા કોણછે?
**जती**—મને આપ ભુલી ગયા હશો, હું તેજ માણસ જે આપના ચરણની સેવા કરતો હતો; મેં આજ પ્રભાતે પુષ્પકરંડક જીર્ણોદ્યાનમાં મારૂં ભગવું કપડું ધોઇ પાતરાંના ઢગલાપર સુકવ્યું, તેવામાં પાતરાં હલવાથી વસંતસેનાને તેમાં મુર્છિત હાલતમાં દાટેલી જોઇ; બનતી ચાકરી કરી હું આપની પાસે લાવ્યો. (અંદરથી અવાજ થાય છે.) "આર્યક રાજાનો જય જયકાર થયો છે."

### વસંતતિલકા.

જેવો થયો વિજય શંકર, દક્ષ યજ્ઞે;
જેવો થયો વિજય વાસવ, જંભ ભગ્ને;
જેવો થયો જય ષડાનન ક્રૌંચ મારી,
તેવો થયો વિજય આર્યક. શત્રુ મારી.

**शार्वालिक**—(પ્રવેશ કરીને)

### દોહરા.

દુષ્ટ રાય પાલક હણી, કર્યું શ્રેષ્ટ મેં કાજ;
આર્યકને સ્નેહે કરી, તે અરપ્યું મેં રાજ.

પ્રસરી સત્તા બહુ સ્થલે, પ્રજા પામી સહુ હર્ષ;
છોડવી ચારૂદત્તને, કરૂં હવે ઉત્કર્ષ.

અહીં આ લોકો એકઠા થયા છે, તે ઉપરથી ચારૂદત્ત જીવતો છે કે નહીં તે સંશય લાગે છે! જો ચારૂદત્ત જીવતો હશે તો અમારા આર્યક રાજાનો મનોરથ પરિપૂર્ણ થશે. (ઉતાવળથી આગળ જઈ ચારૂદત્તને જોઈ હર્ષથી) છે હજી ચારૂદત્ત, જીવતોજ છે; વસંતસેના પણ જીવતી છે. (ચારૂદત્ત પાસે જઈ હાથ જોડી) આર્ય ચારૂદત્ત—

**चारुदत्त**—અરે ભાઇ તું કોણ?

**शार्वलिक**—તેજ હું, કે જેણે તમારા ઘરમાંથી અલંકાર ચોર્યા હતા; માટે હું તારે શરણે આવ્યો છું.

**चारुदत्त**—મિત્ર એમ બોલીશ નહીં. (તેને ભેટે છે.)

**शार्वलिक**—આર્ય ચારૂદત્ત, આનંદની વાત કહું. આર્યક નામે ગોવાળના પુત્રને તમે ગાડીમાં બેસાડી બચાવ્યો હતો, તેણે પાલક રાજાને મારી રાજ્યપદ મેલવ્યું છે. ને રાજ્યાસનપર બેસતાંજ તારા ઉપકારનો બદલો વાળવાને વેણાનદીને કિનારે કુશાવતી નગરીનું સ્વામીત્વ તને આપીને કહાવ્યું છે, કે "આ રાજ્ય મેં તારાજ પ્રતાપે મેળવ્યું છે, માટે આપેલા પ્રદેશનો તારે ઉપભોગ કરવો." (આમ તેમ જોઈને) કોણ છે રે! તે દુષ્ટ રાજશાલકને પકડી લાવો.

(એટલામાં મુશ્કે બાંધેલા શકારને રાજસેવકો લઈ આવે છે.)

**शकार**—(સ્વગત) ખરેખર હું તો સપડાયો. હવે શી રીતે બચીશ? (વિચારીને) ચાલ, ચારૂદત્તને શરણે જાઉં. (ચારૂદત્તને) હે શરણાંગત પરિપાલક! આ સમય તું મારૂં રક્ષણ કર.

**चारुदत्त**—નિશ્ચિંત રહે. તું અભય છે.

**शार्वलिक**—ખેંચી જાઓ એ દુષ્ટને. રાજસેવકો, હું એને છોડનાર નથી; એને ઉગમણી ભાગોલે ગરદન મારો.

**शकार**—હે પુણ્ય પુરૂષ ચારૂદત્ત, હું શરણાગત છું, મારૂં રક્ષણ કર; તારી પ્રૌઢતાને યોગ્ય લાગે તેમ કર. હું ફરી આવું કુકર્મ કરીશ નહીં.

**वसंतसेना**—હે નીચ! તારૂં સત્યનાશ જાઓ.

**शार्वलिक**—આર્ય ચારૂદત્ત! આજ્ઞા કર, આ પાપીને શી સજા કરૂં?

**चारुदत्त**—મુક્તતા.

**शार्वलिक**—શા માટે?